ગુજરાતી

# ફીરદોસી-શાહનામું

બએતોમા

વાલ્યુમ ૯ મું.

બનામે યઝદાં.

# ફીરદોસી-શાહનામું.

તમામ

ગુજરાતી રંગીન બએતોમાં

---

ભાગ ૯ મો.

---


રચનાર

રૂસતમ નઓશેરવાન માસ્તર

મુ તખલ્લુસ

બ

આદીલ.


---


ઇ. સ. ૧૯૨૩, મે. કીંમત રૂા. ૨.

આ ફીરદોસી શાહનામું ગુજરાતી બએતોમાં ભાગ ૯ મો. નંબર ૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધે આવેલાં "નવરંગ પ્રિન્ટીંગ પ્રેસ"માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને ભીંમરડીવાલા બીલ્ડીંગ, વાડયાસ્ટ્રીટ, તારદેવ, મુંબઇ મધેથી મી૦ રૂસ્તમ નઓશેરવાન માસ્તર "આદીલે" પ્રગટ કર્યું છે.

# દીબાચો.

(બએત)

શુકર હું કરૂ છું તે દાવર તણાં,
ખુદા ખલ્કના પાક ખાવર તણાં.
કીધી તેઝ જેણે ઝઈફ આં કલમ,
થયું સેહેલ જેથી નસરનું નઝમ.
દીધું જ્ઞાંન જેણે, દીધું ધ્યાનબી,
કીધું કામ મુશ્કીલને, આસાનબી.
તો આં રંગીં મઝમુનબી સર બ સર,
અને કુલ લખાઈ સતર પર સતર.
જેનુ ભારે અહેસાંન મુજ પર થયું,
ખતમ જેથી નવમું આં દફતર થયું.

(આદીલ.)

સદો લાખ શુક્ર! યા સૃષ્ટિના સરજણહાર, કુદરતના કીરદેગાર, બારી-ઓ-બરતર, પાક પરવરદેગાર તુજ રહેમતના, કે ફીરદોસી ફારસી શાહનામાના ગુજરાતી તરજુમાનું રંગીન બએતોથી ભરપુર માહારૂં નવમું વૅાલ્યુમ પણ આજે તાહારી અને તાહારીજ કરમ બક્ષીશથી બાહાર પાડવાને માટે ખરેજ હું ભાગ્યશાળી નિવડયો છું આમીન!

આં માહારા બીકટ સાહાસને સરળ અને સરળ બનાવવાને કાજે જેજે સખી વજુદ માનવંત બાનુઓ, અને ગ્રહસ્થોએ મને ધરખમ આસરો, અને સંગીન ઊ-તેજન આપ્યું છે તેઓ દરેક માનવંતોનો, તેમજ હરેક પ્રિય વાંચકોનો, તથા દરેક ધારમીક મંડળોનો આં તકે હું ખરાં અંતકરણપુર્વક આભાર માનું છું.

આં માહારૂ અદના નવમું વૉલ્યુમ આપણી કૉમના જાણીતા અગ્રેસર સખી તબેહ માહાન નર મરહુમ સર શાપુરજી બરજોરજી ભરૂચાને, કૉમ પ્રત્યની તેઓ શેઠની તિક્ષણ માયા, અને અથાગ કાળજી, તથા હઝારો અહેસાનોના અદના બદલામા, મુજ દીલના સાચ્ચા ઊભરા સાથે દીલોજાનથી અર્પણ કરૂ છું. ખુદા પાક તેઓના અશોરૂહને શાંન્તિ બક્ષો આમીન !

ખાકસાર,

રૂસતમ નઓશેરવાન માસતર

(આદીલ)

# સાંકળયું.

પાનું.

પાનું.





# અર્પણ પત્રિકા.

સખી વજુદ મરહુમ સર શાપુરજી બરજોરજી ભરૂચાને
કર્તા તરફથી અંતકરણના સાચ્ચા ઊભરાઓ સાથે.

(બએત)

શુરૂ નામ લઊ દાવરો દાદગર,
કીધાં જેણે પયદા સખી નાર નર.

કીધો શાહ સખાવતનો પયેદા તમામ,
થયો ગેતીમાં સર શહાપુર નામ.

સખાવતમાં હાતમ, ને દીલનો દીલેર,
કીધી જેણે લાખોની ખયેરાતો ખયેર.

કદર કરતો લાચારો, બેચારની,
નિરાધારોની, કુલ નરો નારની.

જતાં જેઓ લાચારીને કારણે,
સખી નર તું શાહપુરને બારણે.

મુરાદો તે પામીને ફરતાં હતાં,
દોઆ તું ઊપર લાખો કરતાં હતાં.

ગરીબો, ને ગુરબાંઓનો, પાળનાર,
દુઃખીઓના દુઃખો, સદા ટાળનાર.

ગયો તું મગર રહી છે કીર્તિ અમર,
સદા લાખ આષિશ તુજ રૂહ પર.

કે **આદીલ** આં વૉલ્યુંમ અતિ માનથી,
કરે તુને અર્પણ દીલો જાનથી.

## ગુરગીનનું ઇરાન પાછું ફરવું અને તેનું બીઝનને માટે જુઠું બોલવું.

એકજ હફતો ગુરગીં રહયો તે મકાન,
જો બેઝન ન ફર્યો ફરી બેગુમાન.

જોવા લાગો દોડી હરેક ગમ મગર,
ધોયો લોહીના આંસુઓથી ચહર.

પશેમાં થયો પોતીકાં કામે એમ,
કીધો દોસ્ત કાજે મેં બદ ખ્યાલ કેમ ?

ગયો દોડતો તુર્ત જગ્યાએ ત્યાં,
બેઝન ગેવનો રાહા ભુલ્યોતો જ્યાં.

ન જોયો, ફર્યો જંગલે ઠારેઠાર,
ન સાંભળયા પક્ષીઓનાબી પુકાર.

હતો ફરતો જંગલ તણી આસપાસ,
અને ત્યાં હતો શોધતો દોસ્ત ખાસ.

એકાએક જોયો ઘોડો બેઝનનો દૂર,
દેખાયો નદીએથી આવતો ઝરૂર.

હતું ઝીન ઊંધું, ટુટેલી લગામ,
હતા હોઠ ઝુલતા, ને ગુસ્સે તમામ.

તબાહ કામ બન્યું સમજ્યો નિદાન,
કે આવશે ન તે આંય વખ્તે ઇરાન. ૨૦૩૨

મળી ફાંસી, યા ગારમા હોય બંદ,
પુગો છે અફ્રાસ્યાબથી કંઇ ગઝંદ.

કમંદ છોડે નાખી ફર્યો સાથ લઈ,
દીલે ચારો જોતો, પશેમાંન થઈ.

તે જંગલથી બેઝનનો હાંકી રખસ-
ને, તંબુમા લાવ્યો, રહયો એક દીવસ.
ગયો ત્યાંથી શેહેરે ઇરાં તે શીતાબ,
ન કીધો દીવસ રાત આરામ, ખાબ.
તે બોલ્યો કે રાહથી કરૂ કેમ ગુઝર ?
શું કેહવશ હું જોઈ શહાનો ચહર ?
કે ગુરગીનની થઈ જો શહાને ખબર,
કે રાહમા નથી સાથે બેઝન અગર.
કહયું શાહે ના કાંઇબી ગેવ પાસ;
કે ગુરગીંથી અવલ કરે કંઈ તપાસ.
ખબર આવી એવાંમાતો ગેવ પાસ,
લડાયક દીલેર બેટાના ગમની ખાસ.
તે ઘરમાંથી મોહલ્લામા આવ્યો શીતાબ.
જીગર ઝખ્મી દર્દે,ને ચેહેરે પુર આબ.
તે બોલ્યો કે બેઝન નથી આવ્યો હયાં,
ખબર નહીં, રહયો કેમ [1]અરમાંમા ત્યાં ? ૨૦૩૩
ફરમાવ્યું, જેથી કેશવાદી રખસ,
જે રાખ્યોતો, કાજે ઝરૂરી દીવસ.
ખદંગી ધર્યું ઝીન તેની ઉપર,
[2]મગરનો કીનો ધર્યો ગેવે જીગર.
શીતાબીથી મુક્યા પગો તે ઊપર,
પવનની મીસલે તે ચાલ્યો મગર.
ગયો સામો કરવા તલાશો તમામ,
કે બેઝન છે કયાં ? ને શું બન્યું છે કામ ?
વિચાર્યું દીલે, ગુરગીને એકાએક,
ફસાવ્યોચ છુપી કોઈ બુરાઇમાં છેક.

૧—અમાન શેહેરમાં. ૨—મગરમચ્છ જેવા બેટાનો.

હું જાણેચ, ન બેઝનનો જોવશ ચહર,
તો કાપીશ તુરત તેના તનથી હું સર.
તે આવ્યો, તેને જોયો ગુર્ગીને જ્યાર,
દોડયો તેની સામો પેયાદો તે વાર.
પડી ખાકમાં તે થયો તર બ તર,
પીખી નાંખ્યો ચેહેરો, થયો ખુલ્લે સર.
ને બોલ્યો ઓ ફ્રૂઓજી ચુંટેલા સવાર,
ઓ સરદારે શાહા, ઇરાંની [1]સાલાર.
કે આવ્યો છે રાહમા તું સામો શું કામ?
ભરી લોહીથી આંખ તારી તમામ. ૨૦૩૪
ન મીઠા જીવે હું હવે રહીશ ગર,
રખે એથી ભુંડુ આવે મુજ ઊપર!
આવેચ આંય બે આંખો મળતાં શરમ,
હુંબી પાડું છું આંખે આંસુ ગરમ.
ફીકર તેના જીવની ન કર બેગુમાન,
નથી રંજ પુગ્યો તેને કહું નિદાન.
જોયો ઘોડો બેટાનો ગુર્ગીનને દસ્ત,
ભર્યો ધુળે, ગમગીં, અને ગોયા મસ્ત.
ને ગુરગીનનુ કેહવુંબી પડયું કાન,
પડયો ઘોડા પરથી, અને ભુલ્યો ભાન.
ન દેખાયું ધુળથી તેનુ સર મુદામ,
પોષાક તેણે પહલવાની ચીર્યો તમામ.
પીખી બાલો સરના, ને ચેહેરાના પાક,
પુકારતો અને નાંખતો માંથે ખાક.
તે બોલ્યો ફલકના અરે દાદગર!
ભર્યાં તેંજ આં દીલે હોશો મહર.

૧—ફ્રૂઓજનો સેપેહ સાલાર.

જુદું મારેથી પડયું ફરઝંદ જેવાર,
છે વાજબી, તોડે ડોર જીવની તેવાર.

ને મોકલે શ્વાન મારૂ નેકોની પાસ,
તું જાણેચ મારાં દીલ તણું દર્દ ખાસ. ૨૦૩૫

મારો તેજ હતો એક ગેતીમાં બસ,
શું ગમનો ખાનારો, શું ફરીયાદરસ.

જુદો હમણાં કીધો મારાં બખ્તે બદ,
છું અઝદાહના દમમાં હું એવો બેહદ.

કે ગુરગીનને પુછયું ફરી તેણે એમ,
ઝમાનો વરત્યો પ્રથમ તેથી કેમ?

પસંદ એ જંગે ગેતીને કોઈ થયો?
યા તુંજ આંખથી, ગુમ થઈ તે ગયો?

કહે, તે ઊપર પોંહચીયો શું ગઝંદ?
તેપર નાંખેઓ કોણે આંસમાની બંદ?

આવ્યો દેવ કીઓ સામે જંગલ મુકામ?
જેણે તેને મારી કીધું ઊંધું કામ?

મેળવ્યો વગર મર્દનો કયાં રખસ?
ને કયાં છોડયો બેઝનને, કહી દે તે બસ?

કહયું ગુરગીને કે ઝરા રાખ ભાન,
કરી કાન ખુલ્લા, સમજ આં બયાન.

કે આં વાત કેવી, અને કેમ થઈ?
તે જંગલમા ભુંડોની કેવી લડઈ?

સમજ પહલવાં તું ખબરદાર થા,
સદા તખ્ત રઓશન તું કરનાર થા. ૨૦૩૬

ગયા હયાંથી ભુંડોની જંગમા જેવાર,
ને અરમાનની પાસે પોંહચ્યા તેવાર.

જોયું એક જંગલ, કીધેલું ઉજાડ,
લીલોત્રી ખુંદેલી, ને કાપેલાં ઝાડ.
જગા સર્વે, ભુંડોનું રહેઠાણુ હતી,
શહર ખાલી થયલું જેનાથી અતી.
ઉઠાવ્યા લડાઇમા નેઝા જેવાર,
ને માર્યા તે જંગલની અંદર પુકાર.
આવ્યાં પાહાડ જેવાં તે ભુંડો ઝબર,
એકક નહીં હરેક જગે ટોળાં મગર.
કીધી સિંહ મીસાલે હમે જંગ અગર,
ગયો દહાડો, દીલ ના ધરાયાં મગર.
કીધા મારી ઢગ હાથી જેવા મુદામ,
ઉખેડયા ખીલાઓથી દાંતો તમામ.
ફર્યા ત્યાંથી ઇરાં તરફ હમ જેવાર,
તમામ રાહા આંનંદે કરતા શિકાર.
આવ્યું એક ગોરખર તે જંગલ તેવાર,
સરસ એથી જોશે ન કોઈ ચિતાર.
ગોયા બાલ ગોદર્ઝી [1]ગુલગું મગર,
[2]શબઆહંગે-ફરહાદ જેવો ચહર. ૨૦૩૭
કદે સીમુરગ જેવું, પોલાદી [3]સૂમ,
ગો [4]શબરંગ બેઝનનો સર, કાન, દૂમ.
કે સિંહ જેવી ગરદન, ચલનમા પવન,
તું કહે ગોયા તુખ્મે રખશ તે તદન.
તુ કહે કે ગોયા તે વસંતી ચિતાર,
ચિતાર ભર્યો એવોતો જોયો ન બાહાર.
દીઠું બેઝને ગોરખર નામી ઝટ,
જોતાં ગોરખર આવી દીલમાં ઉલટ.

૧-ગોદર્ઝનાં ઘોડાનું નામ. ૨-ફરહાદનો-એ નામનો ઘોડો. ૩-ખડી. ૨-શબરંગ ઘોડો.

માર્યો ત્યાંથી પોતાના શબરંગને,
ચુરો કરવા લાગી ખડી સંગને.

ગયો ગોરખર પાસ બેઝન શીતાબ,
થયું ગોયા. ઝળકાટમાં આફતાબ.

આવ્યું પાસે બેઝન, ગો હાથી બુલંદ,
કે બેઝને નાખી તેને સર કમંદ.

દોડયું તે, કમંદ તેને ફેંકતાંને વાર,
આગળ ગોર, ને પુઠે બેઝન સવાર.

કે દોડવાથી ગોરખર, ને જંગી સવાર,
ધુમાડો નિકળ્યો તે જંગલ અપાર.

ઝમીં ઊછળી દર્યા મીસાલે તેવાર,
થયું ગુમ ગોર, ને કમંદ ફેંકનાર. ૨૦૩૮

રખડયો પગેથી હું પાહડો મયદાન,
ઘોડો થાકો મુજ, દોડતાં જો નિદાન.

નિશાં જોઈ ન બેઝનની ગેતી મિયાન,
મળ્યો ઘોડો ઝુલતાં આં ઝીનનો નિદાન.

તેના દુઃખે દીલ લાગુ બળવા :ઝબર,
કે જંગ થઈ હુશે કેમ ગુરથી મગર.

રહયો જંગલે હું ઘણો વખ્ત ખાસ,
તથા ચોતરફથી કીધી મેં તપાસ.

ફર્યો ત્યાંથી પાછો, બની નાઉમેદ,
કારણ મસ્ત ગુરખર, હતો દેવ સુફેદ.

સુની વાત ગેવે, અકલથી તમામ—
સમજયો, કે બન્યું તબાહ તેનું કામ.

જોઈ વાત ગુરગીનની ઉલટી તમામ,
મોંઢાં પરથી, આંખોબી ઝાંપી મુદામ.

બીહકે શાહની ફીકકો હતો તે ચહર,
હતું તન તે ધુંજતુ, ને પાપી જીગર.
જાણ્યો ગેવે તે ગુમ થયેલો પીસર,
ને વાતોબી એકથી ઊલટી અગર.
ફેરવ્યું જો શયતાંએ ગેવનું જીગર,
કે રાહમાં કરે ઠાર તેને મગર. ૨૦૩૯
કીનો વાહળા બેટાનો લે તે ઊપર,
ગમે શર્મ આવે તે કામે ઝબર.
મગર ખ્યાલ કીધો પુગાડી નઝર,
તો દેખઈ તેને શેશની સર બ સર.
કહયું શું થશે કત્લ કરવામા આય?
ચાહયું અહરીમનનું થવાના સિવાય?
તેના જીવથી, બેઝનને શું લાભ થાય?
જેથી કરવો જોઇયે બીજો કંઈ ઊપાય.
હું થોભુ, કે જાય વાત એ શાહા પાસ,
ને થાય ખુલ્લો ગુરગીનનો વાંક ખાસ.
કીનો તેથી લેવો થી મોટું કાર,
નથી મારા નેઝાને આડી દીવાર.
બુલંદ બાંગ ગુરગીનને મારી તદન,
એ બદ કરતુકી રંજ ભર્યા રીમન.
ઊધી રાહ ગયો તું લઈ, [1]મેહેર માહ,
ચુંટેલો દીલેરોનો તે મારો શાહ.
કીધો દોડતો ને ભટકતો તેં ખાસ,
મદદ માંગતો ગેતીમાં આસપાસ.
હવે તુંજ મકર, જાલ, ફનથી, તમામ,
હું પાંમીશ કેમ ધીર, ખાઓ આરામ? ૨૦૪૦

1 – આફતાબ અને માહતાબ જેવા બેટાને.

વઝન તારૂ ઝયાદા ન રેહેશે મગર,
[1]કારણુ જાઉં છું જોવા શાહનો ચહર.
પછી કીનો આં ખંજરે તારી પાસ,
લઇશ ગેતીની આંખને માટે ખાસ.

## કયખુસરૂનું ગુરગીન ઊપર ગુસ્સે થવું અને તેને બંદીખાને મોકળવુ.

પછી ત્યાંથી શાહ પાસ આવ્યો મગર,
ખુને તર બે આંખો, દીલે કીનાવર.
કીધી આફરીનબી કે અય શાહરયાર!
ખુશીમાં સદા કરજે ગેતી પસાર.
અરે નઓજવાં પાદશાહ નેક બખ્ત!
ન જોતો? શું આવ્યું છે મુંજ માથે સખ્ત?
હતો ગેતીમાં એક બેટો જવાન,
હતો જેથી હું રાત દીન શાદમાન.
તેના જીવની દહશતથી રડતો હતો,
જુદાઇના ડરથી ભુજાતો જતો.
હવે આવ્યો ગુરગીં સફરથી ઓ શાહ!
ઝબાં જેની જુઠી, ને જીવ પુર ગુનાહ!
તે લાવ્યો છે મુજ બેટાની બદ ખબર,
હતો મુજ સલાહકાર જે નામવર.

૧—થાને શાહને મળવા માટે જાઉંચ.

ઊઘાં ઝીન તણાં એક ઘોડા સિવાય,
નિશાંની ન લાગ્યો કશી તેની હાથ. ૨૦૪૧
જુએ કામ આં રાસ્ત મારૂ અગર,
કરે મારો શાહ એક ઊંડી નઝર.
તો ગુરગીંથી બદલો અપાવે તું શાહ,
થયો છું હું આલમમાં જેથી તબાહ.
દીલે ગેવના દર્દથી ગમગીં શાહ,
બની ગુસ્સે ને માથે મુકી કોલાહ.
હતો તખ્ત પર શાહને ચેહેરે ન રંગ,
હતું દીલ તે બેઝનના ગમથી જો તંગ.
પુછયું ગેવને, શું ખબર ગુરગીન?—
કહે છે, તે નેક સાથી મારે યકીન?
તો કહી ગેવે, ગુરગીનની વાત ખાસ,
તે બાહાદુર બેટા તણી, તે શાહા પાસ.
સમજ્યા એ ખુસરૂએ ગેવથી સુખન,
તો બોલ્યો ન કર અંદેશો, ને રૂદન.
કે બેઝન છે હઇયાત થા તું ખુશાલ,
નચિંત રહે તારા ગુમ બેટાથી હાલ.
સમજ્યું મેં હાલજ મુબેદોથી ગર,
ને બીદાર દીલ, દાંનાથી, નામવર.
કે લઈ જંગમા હું સવારે ઇરાન,
જવશ જો શીતાબીથી શેહેરે તુરાન. ૨૦૪૨
સિયાવક્ષને કીને હું ખેંચીશ સેપાહ,
કરશ મુલ્ક તે હાથીઓથી તબાહ.
હશે સંગ બેઝન તે કીના મેયાન,
અને જંગ કરશે અહરીમન સમાન.

કે જા દીલને ગમગીં ન કર એથી તું,
તારાથી વધુ હું તલબગાર છું.
ગયો ગેવ ગમ, દર્દ ભર્યે, જીગર,
ચેહેરે ઝર્દ, બે આંખે આંસુઓ તર.
આવ્યો શાહની દર્બારે ગુરગીં મગર,
દીઠી શાહની દર્ગાહ દીલેરો વગર.
કે બેઝનના ગમથી દીલેરો બતંગ,
ગયા રડતા દરબારેથી ગેવ સંગ.
આવ્યો મેહેલના દર ઊપર તેની પાસ,
તે બદકાર લઈ જીવ શરમ ભર્યો ખાસ.
આવી પાસે કયખુસરોની, તે ઝમીન–
ચુંમી, ને કીધી તે ઊપર આફ્રીન.
તે ભુંડોના દાંતો પોલાદી તદન,
મુકી તખ્ત પાસે, ને કીધું નમન.
કે ખુસરો તું હર કામે [1]ફીરોઝ થાવ,
બધો વખ્ત આં તારો નવરોઝ થાવ. ૨૦૪૩
કપાયલાં થજો તારા શત્રુના સર,
ભુંડોના સરો જેમ કપાયાં ઝબર.
કીધી શાહે તે દાંતો ઊપર નઝર,
ને પુછ્યું કે રાહની હતી શું ખબર?
થયો કયાં જુદો તુંથી બેઝન મગર?
બદી કીધી શયેતાંએ શું તે ઉપર?
બોલ્યો શાહા કે ઉભો ગુરગીં થયો,
તે જગ્યાએ બીલકુલ ગભરાઈ ગયો.
ઝબાં બેહુદી, મોંઢુંબી પુર ગુનાહ,
ચેહેરો ઝર્દ, તન ધ્રુજતું ખોફે શાહ.

૧–ફ્તેહમંદ.

કીધી વાતો આડી અતાડી ઘણી,
તે જંગલ, તે ગોરખર, તે ખેતર, તણી.
પછી એક બીજી વાતો ઉલટી સફા,
તો હાંકયો તખત પાસથી થઈ ખફા.
જોયો તેને દીવાનો, ને બદ ગુમાન,
તો ઠપકાથી ખુસરૂએ ખોલી ઝબાન.
કહયું, શું તું અજાણ છે બ્યાનથી ?
આં ઝાલે છે કહેલું જે બાસતાનથી ?
લડે શેર ગોદર્ઝીઓથી અગર,
તો તનથી તુરત તે કપાવે છે સર. ૨૦૪૪
અગર ના હતે જો થતું નામ બદ,
યા દાવરની દરગાહ સરનજામ બદ.
તો ફરમાવતે, તનથી માથાને હાલ—
જુદુ કરવા, [1]શયતાંને પક્ષી મીસાલ.
લુહારોને ખુસરૂ કહે તેજ વાર,
કે બંદ ભારી, ખીલા, કરો નોંકદાર.
તુરત બેડી નાખી પગો દરમેયાન,
કે લે કયેદથી કંઈ ધડો બદગુમાન.
પછી ગેવને એમ કહે હોશ ધર,
કુશીશ કર બધે, ને બધે શોધ કર.
હુંબી હાલ ચોતર્ફમા બહુ સવાર,
રવાના કરૂ છું લડાયક અપાર.
કે બેઝનની જેથી મળે કંઈ ખબર,
ચાલાકીથી પગલાં ભરૂથ એ ઉપર.
અગર વાર લાગે જો મળતાં ખબર,
તો ના અકલ તારી તું ખોતો, મગર—

૧-યાને ગુસ્સાના દેવને.

જજે થોભી, માહ આવે ફરવરદીન,
બને સુર્ય નુરમંદ રૂએ ઝમીન.
જજે થોભી, ગુલથી ચમન થાય શાદ,
હવા માથે વર્સાવે ફુલનો વરસાદ. ૨૦૪૫
ઝમીં ઓઢે છે લીલી ચાદર જેવાર,
ફુંકે છે પવનબી ફુલો પર તેવાર.
કહુચ પાક અહુરમઝદ રોઝે હું ખાસ,
ખુદાના હુકમથીજ કરવા સેપાસ.
મંગાવીશ હું જામબી જહાંનુમાય,
ઊભો રહીશ હું દાદગર સામે આય.
તેની માહે હું સાતો ખંડમા મગર,
કરશ હુર ઝમીં, મુલ્ક, શેહેરે નઝર.
દોઆઓ કરીશ મુજ નેયાંગાનો પર,
ચુનંદા અશો ગેતીના તાજવર.
કહીશ હું કહાં છે તે બેઝન તને,
થશે જામમાં વાત રોશન મને.
સુની વાત ગેવે થયો શાદ તે,
રહયો ગમથી બેટાનાં આઝાદ તે.
હસીને કીધી શાહ ઊપર આફરીન,
કે તું વિન ન હોતાં ઝમાનો ઝમીન.
મુરાદે પુગો, આંસમાં તુજ બુલંદ,
બુરાઓની આંખે ન પોંહચો ગઝંદ.
તું પર નેકીના રબથી હો આફરીન,
કારણ તુંથી શોભેચ કોલાહો નગીન. ૨૦૪૬
ગયો ખુસરૂના તખ્તથી ગેવ જ્યાર,
કે ચો તર્ફ કીધા રવાંના સવાર.

કીધી શોધ બહુ ગેતીની આસપાસ,
કે પાંમે નિશાં કેઠેથી તેની ખાસ.
દોડયા કુલ મુલક તે ઇરાં, ને તુરાન,
ન પામ્યા કેઠે તેનું નાંમો નિશાન.

## કયખુસરૂનું "જામે ગેતીનુંમાય"માં બીઝનને જોવું.

ખુશી ભર્યો આવ્યો જે નવરોઝ પાસ,
તો થઈ ઇચ્છા જામે મુબારકની ખાસ.
આવ્યો પહલવાં દીલે ઉમીદ ભર,
પીસર માટે લઈ ગેવ વાંકી કમર.
દીઠો ગેવનો ચેહેર ખુસરૂએ ઝર્દ,
દુઃખી તેને જોયો દીલે પુર દર્દ.
કીધી ગેવ પર મેહેર શાહે ખચીત,
અને જામ મંગાવી ગોહર જડીત.
રૂમી જબ્બો પેહેરી અને આવ્યો ખાસ,
કે જેથી ઊભો રહે તે યઝદાંની પાસ.
પુકાર્યો તે યઝદાંની સાંમે અપાર,
નેયાયશ કીધી સુર્યની થોડી વાર.
દીવસ ચાહયો દાવરથી ફરીયાદનો,
તે બદ કર્તુકી [1]શયતાંથી દાદનો. ૨૦૪૭

૧—ગુરગીનથી.

આવ્યો ખુશ કદમ ત્યાંથી તે તખ્ત ઉપર,
મુક્યું તાજ પોતાનું કયાંની તે સર.
ધરી હાથમાં જામ લીધી તપાસ,
નીગાહ સાત ખંડો ઉપર કીધી ખાસ.
બુલંદ આંસમાંની નિશાંની,ને કામ,
કેવાં છે, ને કેટલાં, તે શોધ્યાં તમામ.
કે જે જામમાં મીનથી મેષ છેક,
હતી આકૃતિ રાશિઓની દરેક.
શું બ્રહસ્પત, શનિ, કે શું મંગળ, ઝબર,
રવિ, સોમ શું, શુક્ર શું, બુધ, અગર.
હતું કાંઇબી જેજે બનવું તમામ,
તે જોતો હતો શાહે દાંના મુદામ.
દીઠું હફ્ત કેશવર દરેકો મેયાન,
કે બેઝનની આવે જણાઈ નિશાન.
આવ્યો કર્ગસારાંનના મુલ્ક પાસ,
જોયો તેને ત્યાં હુકમે યઝદાંથી ખાસ.
હતો બાંધેલો ભારી બંધોથી ગાર,
અને મઓત ચાહતો દુઃખોથી અપાર.
હતી જ્યાં તુખમ શાહીની બેટી એક,
કમર જેની સેવામાં બાંધી દરેક. ૨૦૪૮
કીધું ગેવ ગમ શાહે મોંઢું તે વખ્ત,
ને હસ્યો, કે ઝળકી રહયું તેનું તખ્ત.
કે બેઝન છે ઝીન્દા તું દીલ શાદ કર,
ને બદ ખ્યાલથી તનને આઝાદ કર.
ન કર કયેદ, અને બંદનો, ગમ મગર,
નથી હાંનિ થઈ જો તેના જાંન પર.

છે તુરાંનમાં કયેદ બેઝન મુંદામ,
છે ચોકીમાં એક બેટીબી નેકનામ.
તેના દર્દ, સખ્તી, ને રંજે, તમામ,
હુંબી છું તેના કામે દુઃખી મુંદામ.
કરેચ એ રીતે તે વખતને પસાર,
રડે છે સદા, જાણે [1]વાદળ બહાર.
કુટુંબો, ને ખેશીથી, લાચાર થઈ,
ધ્રુંજેચ જાણે નેતરની ડાળી, તવઈ.
ખુને આંખ બે તર, દુઃખી દીલ નિદાન,
કરેચ યાદ ખેશીને, તેની ઝબાન.
ને પાડે છે આંસુ ગો અબ્રે બહાર,
ને જીવવાથી તે મઓત માંગેચ અપાર.
હવે કોંણ પડશે બચાવાને બાહાર?
થશે કોંણ બાંધી કમરને તયાર? ૨૦૪૬
જશે કોંણ અઝદાહના દમમાં ઝબર?
છોડવશે તેને કોંણ દુઃખથી મગર?
ન કોઈ, તેઝ ચુંગાલ રૂસતમ વગર,
જે ખેંચે છે દર્યાથી બાહેર મગર.
કમર બાંધ જેથી તું ઝાબુલ ઉપર,
ન થોભતો દીવસ રાત રાહમાં મગર.
જા મુંજ નામું લઈ તહમતનની તરફ,
ન બોલતો તું રાહમાં એનો એક હરફ.

1—વર્સાદના વાદળાં જેવો.

## ગીવનું બીઝનના છુટકારા માટેનું કયખુસરૂનું નામું રૂસતમની નઝદીક લઈ જવું.

પછી તેર્ણે નામાનો લખનારો પાસ,
કીધી એ ઊપર વાત કંઈએક ખાસ.

કહયું શાહે રૂસ્તમનું નામું મગર,
લખે શાહ તરફથી વફાદાર પર.

કે અય પહલવાંની તુખમ પુર હુંનર,
છે ગેતીના પહલવાંનોમાં તુંજ, સર.

તું છે મુજ નેયાગાંનોની યાદગાર,
હમીશાં કમર તંગ જંગમાં તયાર.

જુંકે તારી મરદીથી વાઘોના સર,
પુકારે તારા ડરથી દર્યે મગર.

પનાહ ક્યાંનીની, શાહોનું તું જીગર,
તું હર કોઇની ફર્યાદે બાંધેય કમર.

જહાં દેવે માઝંદરાંથી ઝબર,
તેં ધોઈ બુરાઓના કાપીને સર.

તખતથી તેં કંઈ તાજદારોના સર–
લીધાં, ને કીધા તખ્તથી ખ્વાર ગર.

ઘણાં શતરૂઓ તુંથી બેજાંન છે,
ઝમીં, મુલ્ક, કંઈ તુંથી વેરાંન છે.

પનાહ ફઓજની તું, દીલેરોનું સર,
તારો દરજો છે શાહો પાસે ઝબર.

કીધા જાદુગર સર્વે ગુર્ઝે તારાજ,
બુલંદીએ ઝળકાવ્યાં શાહોના તાજ.

શું ખાકાને ચીની, શું અફ્રાસેયાબ,
કોતર્યું છે તુજ નામ મોહોરે, શીતાબ.
જો બંધાયો કોઈ હાથ તારે અગર,
તેને ખોલનારોના ઝખ્મી જીગર.
બાંધ્યા બંદ ખોલનારો છે નરબી તું,
મુબારક છે કયાંનીનું છત્તરબી તું.
લીધું હાથીઓનું જો દાદારે બલ,
સીનું, બાજુ, ચુંગાલ, બુંન્યાદ અસલ.
દીધા, કે તું હાથો મદદ માંગનાર—
ના, પકડી સેયાહ ગારથી લાવે બાહાર. ૨૦૫૧
હવે કામ એક આવી પડયું છે પાસ,
ભરી મુશકેલીનું તું લાયેક ખાસ.
આવ્યું છે એવું કામ ગુદરજી પર,
વરૂની શીકલ તુરકીઓથી ઝબર.
આવ્યા કંઇક અર્માનીઓ દાદખાહ,
થયાં જેના જંગલ બુંડોથી તબાહ.
જેનું બ્યાન લખ્યું છે ખતમાં તમામ,
દેખાડયું છે બેઝન છુપો છે જે ધામ.
કે આવે છે ગેવ રંજીદા કામે આજ,
દોડી જંગી બેટાના છુટકારા કાજ.
તું જાણે છે સર્દાર શેરમર્દ કે,
શું મરદી કીધીચ ગેવ સરદારે તે.
માઝંદરાં, ને જંગે પશનમાં મગર,
કીધું આં દીલેરે શું ગુર્જે ઝબર.
તે દાંના છે, જંગી છે, દાંમાદ છે,
જેનાથી સખી દીલનો તું શાદ છે.

કદી ના હતું એવું ગેવનું જીગર,
છે બેઝનથી દુઃખી, ને ગમગીં, ઝબર.
છે ફુલ રચે, ને હુમદાંનથી, એસ્ફહાન,
ઉઘાડે પગે, ફાડી કપડાં નિહાન. ૨૦૫૨
અધીરા છું દુખી દીલોજાનથી,
તે દેવબંદ નામી પહલવાનથી.
છે ગોદર્ઝ ગેવની ઉમીદ તું ઊપર,
તું છે આજે હર મુલ્કે બાહદુર નર.
શું દરજે છે મુજ પાસે તેમણો નિદાન,
તું જાણેચ જેની અકલ, હીંમત, ઝબાન.
ઘટેચ કે ન રાખે તેને રંજથી,
ગમે તે લે બહાદુરો, ને ગંજથી.
હતો ના કદી આય ખાંન્દાંને ગમ,
એથી નાંમી બીજુ સમજ્યું છે કમ.
નથી ગેવને બેટો એના વગર,
મદદગારબી તેજ, છે તેજ પીસર
બુલંદ તેનો દરજોબી છે મારી પાસ,
વફાદાર મુજનો, બપાવાનો ખાસ.
છે જ્યાંબી હું જોઊ કે તૈયાર ખાસ,
ભલી ભુંડીમાં રહેચ ઉભો મારી પાસ.
કે વાંચી આ નામું, ન થોભે લગાર,
હયાં આવે તુરત ગેવ સાથે તયાર.
કે જેથી આ કામે મારી સંગ દરેક,
દીએ વધતી ઓછી સલાહોબી નેક. ૨૦૫૩
શું અસ્બાબો, ગંજે, ને બાહદુરો, ખાસ,
કરાવીશ તૈયાર સઊ તારી પાસ.

મુબારક કદમ, તારૂ ઝાહેર નામ,
મુરાદો કીધી પાર તુરાં તમામ.

ઘટે તેવી કરજે તયારી તમામ,
કદી બંદથી છુટે બેઝન મુદામ.

કીધી મ્હોર ખુસરૂએ નામા ઊપર,
દોઆ શાહને ગેવે કીધી લઈ ઝબર.

આવી ત્યાંથી ચાલ્યો તે પોતાને ઘર,
થયો ત્યાર સીસ્તાંનની રાહા પર.

કુટુંબી સવારોને લીધા તમામ,
પનાહ માંગી લીધું તે યઝદાંનુ નામ.

અને ત્યાંથી દોડયો તે જાણે શિકાર,
કીધી રાહા બે દી ની એકમાં પસાર.

બેયાબાંથી [1]હીરમંદની રાહ ધરી,
ગયો દોડતો જાણે કાસદ વરી.

શું કરતા તે પાહડો, ને જંગલ, પસાર,
અને કાપતા રાહ દીલે ગમ અપાર.

દીઠો ચોકીથી ચોકીદારે જેવાર,
તો ઝાબુલ સુધી તેણે કીધો પુકાર. ૨૦૫૪

કે આવ્યો છે હીરમંદ નદીએ સવાર,
સવારોબી છે જેની સાથે અપાર.

તેની પીઠે ઝુંડો ઝબેહદાર છે,
ને એક હાથે કાબુલી તલવાર છે.

સુની શોર દીદબાંનો દસ્તાંને સામ,
કહે એમ કે ઘોડાને નાંખે લગામ.

આવ્યો ઘોડાં મારી તેની સામો રાહ,
કદાચે ન હોય કોઇબી કીનેખાહ.

૧—એ નામની નદી.

દીઠો ગેવને રાહમાં ફીકકે ચહેર,
કે આવે છે ઘભરાટે, દોડી ઝબર.

ધાર્યું કંઈ નવું કામ છે શાહા પાસ,
કે ઇરાંથી મોકળ્યો છે ગેવ ખાસ.

આવ્યો પાસે જો પહલવાં, ને સવાર,
દોઆ કરવા લાગા [1]તેપર બેશુમાર.

પુછી ઝાલે ઇરાંનીઓની ખબર,
તુરાંની બુઝર્ગોની, શાહની, અગર.

બુઝર્ગોની કહી તે દોઆ ઝાલ પાસ,
શહાની, દીલેર, ઊંચ તુખ્મોની ખાસ.

કહ્યું દર્દ દીલનું બધું ઝાલ પાસ,
તે ખોવાયલા બેટાના ગમ માટે ખાસ. ૨૦૫૫

કહ્યું જોતો હોશે ના ચેહરાએ રંગ,
એડી ખુને પાંપણુથી, [2]ચર્મે પલંગ.

સમજ્યું એ ઝાલે, થયો પુર દર્દ,
અને તે પોકાર્યો, થયા ગાલ ઝર્દ.

પછી તેણે તેહમતનની ચાહી નિશાન,
ને રૂસતમ કહાં છે તે પુછ્યું બયાન?

કહ્યું તેહમતન ગોરખરના શિકાર-
થી, આવશે થશે અસ્ત ખુરશીદ જ્યાર.

તો બોલ્યો હું જઇને મળું છું મુદામ,
લાવ્યોચ એક તે માટે શાહથી પયામ.

કહે ઝાલ ના જા તું હયાંથી નિદાન,
શિકારગાહથી આવતો હશે પહલવાન.

તું રૂસતમના આવવા સુધી થોભ ઘર,
દીવસ એક આજે ખુશી મુજથી કર.

[1]-ઝાલ ઉપર [2]-ચિત્તાનું ચામ.

ગયા ઝાલના મેહેલમાં બેહુ સાત,
કબુલ એક બીજાની કરી એમ વાત.
આવ્યો મેહેલમાં ગેવ જો રાહાથી,
કે ફીલતનબી આવ્યો શિકારગાહાથી.
ગયો ગેવ સાંમો, તે આવ્યો જો પાસ,
નમન કીધું ઘોડેથી ઊતરીને ખાસ. ૨૦૫૬
દીલે આરઝુ, ચેહેરો આંસુએ તર,
નદી બે કીધાં ઝારી આંખોથી ચહર.
દીઠું ઝખ્મી રૂસતમે ગેવનુ જીગર,
દીઠું મોંઢું પાપણના પાણીએ તર.
તો ધાર્યું તબાહ કામ છે કંઈ ઝબર,
ઇરાં પર, બુલંદ ગેતીના શાહા પર.
નિચે આવી ઘોડેથી, ધર્યો બગલ,
પુછયું તાજવર શાહા માટે અવલ.
તથા તુસ, ગોદર્ઝ, અને ગોસ્તેહમ,
દરેક ફઓજના જંગી, મોટા, ને કમ.
શું શાપુર, બેઝન, ને રોહાંમ, બસ,
શું ફરહાદ, ગુરગીંન, ને હર શખસ.
કે બેઝનનો આવાઝ પડયો જો કાન,
પડઈ બુમ અચાંનક તેનાથી નિદાન.
પુકાર્યો, ને રડયો, તે થોડો વખત,
પછી જંગી ફીલતનની કીધી સીફત.
કહે એમ રૂસતમને અય સીફતગીર!
ઝમાનાના સરદારોના દીલપઝીર!
તુને જોવાથી હું એવો છું ખુશાલ,
જો પુછયો તેં માયાથી મુજને હેવાલ. ૨૦૫૭

બને જેમ મુરદાંથી જીવતું રવાંન,
યા થાય ઝઈફ થયલો શખસબી જવાંન.

છે ઠીક તે, કે જેના લીધાં છે તેં નામ,
તેઓથી પયામો, દોઆ, છે સલામ.

સિવા બેઝન, ઓ જંગીએ નામવર,
મળીચ ગાર, બેડીની, તેની ખબર.

તું જો કે આં ઝઈફીમાં મારી ઊપર,
બુરાં બખ્તે શુંશું વિટે છે ઝબર?

ગુદરજીઓને લાગી શું બદ નઝર,
નફા બદલે આવે છે ખોટ અંમ ઊપર.

હતો ગેતીમાં તે પીસર મારો એક,
પીસરબી, ને સલ્લાબી દેનારો નેક.

થયો ગુમ ગેતીમાં મારી નઝર,
એવો ગમ દીઠો કોઈયે ના ખેશ પર.

ફરૂચ એવો ઘોડાની પીઠે શીતાબ,
ફરે નુરી જેમ રાત દીન આફતાબ.

દીવસ રાત બેઝનની ઘેલા સમાન,
હું શોધું છું સર્વેથી જગમાં નિશાન.

કે શાહ હાલમાં જામે જેહાંનુમાં લઈ,
ઊભો ગેતીના દાદગર સાંમો જઈ. ૨૦૫૮

ઘણોએક રડયો, કરી આફરીન,
જશન શાહી રોઝ ૧ લો માહ ફર્વદીન.

આવ્યો આંતશબેહરામથી તખ્તગાહ,
કમર બાંધીને મુકી માંથે કોલાહ.

પછી મુકી સાંમે ઝળકતી તે જામ,
નિગાહ ચોતરફ જેમાં કીધી તમામ.

પતો શાહને મળ્યો કે છે તે તુરાન,
ખુરા, દીનથી છે ભારી બંધો મેયાન.
દીઠું જામમાં એમ ખુસરૂએ ખાસ,
દોડાવ્યો તુરત તુંજ પહલવાન પાસ.
આવ્યો જેથી તું પાસે હું પુર ઉમેદ,
છે બે ગાલો ફીકકા, બે આંખો સુફેદ.
તનેજ મેં દીઠો ગેતીમાં ચારાગર,
તું સર્વેની ફરીયાદે બાંધેચ કમર.
એ કહી કરતો પાપણ પિળાં આંસુતર,
ને મારતો સરદ હાય દીલથી ઝબર.
પછી નામું રૂસતમને દીધું જેવાર,
કહી સારા ગુરગીનની વાતો તેવાર.
લીધું નામું બે આંખોમાં લાવી આબ,
હતું દીલ ભર્યું કીને અફરાસેયાબ. ૨૦૫૯
પછી રડયો બેઝનને માટે અપાર,
પાડી આંખથી ખોલામાં ખુંનની ધાર.
હતું વખ્ત લાંબેનું સગપણ અતી,
કે રૂસતમની બેટી [૧]ઝને ગેવ હતી.
હતી ગેવ પિત્રાણુ તહમંતનને ઘેર,
થયો નામી સ્રીથી ફરાંમુર્ઝ દીલેર.
ને પીલતનની બેટીથી બેઝન થયો,
જે ટોળામાં પહલવાંન નામી રહયો.
કહયું ગેવને ના ફીકર કર તદન,
ઉઠાવશે ન ઝીન રખ્શથી તહમતન.
સિવા હાથમાં હાથ બેઝનનો લઈ,
ને કુલ બંદીખાનું ને બંદ તોડી દઈ.

[૧]–ગેવની ઓરત.

ખુદાઈ બળ, અને હુકમે શહરયારથી,
તેને બાહાર કાઢીશ સિયાહ ગારથી.

ગયા ત્યાંથી રૂસતમને મેહેલે તેવાર,
કીધો ત્યાં જવા રાહામાંથીજ વિચાર.

ને વાંચ્યો જો રૂસતમે શાહનો પયામ,
થયો વાતે ખુસરૂની તાજુબ તમામ.

દોઆ ગેતીના શાહની વાંચી અગર,
સેપાહના તે પહલવાંન નાંમી ઊપર.

કહયું ગેવને કે શીતાબીથી હાલ,
ધર્યે રાહા શાહના હુકમની મીસાલ.

ઊઠાવી હયાં આવવા તેં રંજો અપાર,
કીધી એમ આં સખ્ત રાહને પસાર.

દુઃખો, તુંજ બીમારી, હું જાણું છું એમ,
ઊઠાવે છે હર કામે તું રંજ કેમ?

છે તુંજ દરજો મુંજ પાસે કેવો ઝબર,
તું હર જંગે મયદાં બનેચ કીનાવર.

શું સ્યાવક્ષને કીને, શું માઝંદરાન,
હરોલે કમર બાંધી જંગીઓ મ્યાન.

તને જોઈ હું બહુ ખુશી થઈ ગયોચ,
મગર માટે બેઝન, પરીશાં થયોચ.

નહીં એવો ગમથી ભરેલો અપાર,
તને જોઈ શકતો હું કીસ્મતે ખ્વાર.

મગર હું હવે આંય, પયગામે શાહ,
ધરી માંથે ફરમાન કાપીશ રાહ.

તું માટે થયું મારૂ ઝખમી જીગર,
છે બેઝનને કારેજ બાંધી કમર.

કરશા બનતું એ કામે, જો મારો જાન,
રેહવા દેશે દાદાર તન દરમેયાન. ૨૦૯૧

ન કમ હું બીઝન માટે ખેંચીશ રંજ,
કરશા જાન સદકે, ને માણુસો, ગંજ.

હું બાંધીશ કમર રબના બલ સખ્તથી,
ફતેહમંદ શાહના બુલંદ બખ્તથી.

સિયાહ઼ ગારથી, બંદથી, લાવી ખાસ,
મુકીશ નામવરના તેને તખ્ત પાસ.

રહી ત્રણ દીવસ મુંજ ઘરે શાદ થા,
ને મય નોશીમાં ગમથી આઝાદ થા.

નથી મારૂ ઘર જુદું, તુજ ઘરથી છેક,
છીયે હું ને તું જાન, તન, ધનમાં એક.

દીવસ ત્રણ સુધી આ ઘરે રહીયે શાદ,
કર્યે પહલવાંનો, તથા શાહની યાદ.

જશું શેહેરે ઇરાં તરફ ચોથે દન,
દીલેરોના શાહના હુકમથી તદન.

ઊઠયો ગેવ, રૂસતમ રહયો કહી અગર,
ચુમ્યા પહલવાંના પગો, હાથ, સર.

દોઆ તે ઉપર કીધી, અયે નામવર!
કુવત, બખ્ત, મર્દી, ભર્યા, પુર હુંનર.

રહો તારી સાથે એવું જાવેદાન!
દીલે હાથીનું બળ, મુબેદોનું જ્ઞાન! ૨૦૯૨

મદદ દે છે હર નેંક કામે તું યાર,
કરેચ કાટ દીલનો સફા તું અપાર.

દીઠું રૂસતમે ગેવનું શાદ મન,
ને જોયું શેવટ આવશે ઠીક તદન.

તો કહે ઠાળ ખાંનાની બાવર્ચી લાવ,
બુઝર્ગો, તથા દાંનાઓને, બોલાવ.

ઝવારહ, ફરાંમુર્ઝ, ગેવ, ઝાલઝર,
બેઠા અફસરે મર્દોના ખાનાં પર.

થયા જ્યારે ખાનાથી ફારેગ ફરી,
તો ગાયણ, શરાબોની, બેઠક કરી.

તંબુરા, ગવૈયા, ને સાકી, તમામ,
ગોહરના જડીત મેહેલે આવ્યા મુદામ.

હતી લાલ મય સર્વેને હાથ જામ,
વગાડનારા ચંગો, ને સાકી તમામ.

દીવસ ત્રણ તહમતનના મેહેલે શરાબ–
પીધો, જવા કીધી ન તેજી શીતાબ.

કીધો ત્યાર અસબાબ ચોથે દીવસ,
જો નઝદીક આવ્યો જવા વખ્ત બસ.

કહયું રૂસતમે બાંધી સાંમન ધરે,
તરફ શેહેરે ઇરાં તૈયારી કરે. ૨૦૬૩

સવારો તેના મુલ્કના નામવર,
ઉભા રાહનો સાંમાન લઈ ઘર ઉપર.
રૂમી સાંચો પેહેરી કમર તંગ કરી,
અને આવી બેઠો રખશ પર ફરી.

ધર્યો ગુર્ઝ ન્યાંગાનનો ઝીન પર,
હતું જંગ ભર્યું સર, ને દીલ ચારાગર.
ફલક તક કરી કાંન દોડયો જો રખ્શ,
થયું સુર્યથી ઊંચ સરે તાજબખ્શ.

પોતે, ગેવ, અને ઝાબુલી, દસ હઝાર,
સેપાહથી ચુંટેલા લડાયક સવાર.

લેવાનું હતું જે લીધું તે નિદાન,
ફરાંમુર્ઝને રાખ્યો ઝાબુલ મેયાન.
કીધાં શેહેરે ઇરાં તરફ મોંહ મગર,
તમામ રાહા દોડતા દીલે કીનાવર.
આવ્યો તેંહેમતન ઇરાં પાસે જે વખ્ત,
દેખાયું જો કયખુસરૂનું પાયતખ્ત.
ને આંસ્માને દોઆની ખુશ એક લહર,
ખુશી, માયાથી, ફેંકી રૂસતમ ઊપર.
તો ગેવ આવ્યો દોડી તેંહેમતનની પાસ,
કે પહલવાં કણેથી જવું જોઇયે ખાસ. ૨૦૬૪
તે બોલ્યો કે જઇને કહું પાસે શાહ,
કે રૂસ્તમનો રખ્શ આવી પુગ્યો છે રાહ.
કહયું રૂસતમે જા અને શાદ રેહે,
કહે શાહને કે ગમથી આઝાદ રેહે.
ગયો તેંહમેતન પાસેથી પહલવાન,
આવ્યો શાહે ગેતીની દરગાહ મેયાન.
જો આવ્યો તે કયખુસરૂની છેક પાસ,
નમન સાથ કીધી દોઆઓબી ખાસ.
પુછે ગેવે ગોદર્ઝને એમ શાહ.
હતો કાંહાં રૂસતમ, હતો કેમ રાહ?
કહયું ગેવે કે અયે શહા નેંકનામ!
છે તુંજ બખ્તથી સઉ ફતેહમંદ કામ.
નથી ફર્યો તુજ હુકમે રૂસતમ મગર,
દીઠુંચ બાંધેલુ દીલ તારા કઓલ પર.
દીધું નામું શાહનું તેને મેં જેવાર,
મસળ્યું ચેહેરા, આંખોથીબી તેવાર.

ને રાખીતી મુજની લગામે લગામ,
ગોયા હોય શાહાનો પુંજારી ગુલામ.
દોડયો ત્યાંથી હું, પાસે તું તાજવર,
આવ્યો રાહમાં તેહમતન, તે દેવા ખબર. ૨૦૬૫
પુછે ગેવને કયાં છે રૂસતમ મગર?
પનાહે વડીલ, જડ વફાની ઝબર.
તેને માન દેવું ઘટે છે દુરસ્ત,
જે નેકીનો ખાવીંદ છે ખુસરૂ પરસ્ત.
કહયું તુર્ત એમ ગેવે શહરયારને,
તે લાયક તખતના ધરાવનારને.
એ મંઝીલ હું આગળથી આવ્યો છું ખાસ,
ખબર જેની દેવાને તું શાહા પાસ.

## ઇરાનના બુઝર્ગોનું રૂસતમને એસ્તેકબાલ જવું અને તેનું કયખુસરૂની નઝદીક પોંહચવું.

કહયું ખુસરૂએ દાનાઓને સુંદામ,
શાહાઝાદાઓ, સરદારોને, તમામ.
કે સાંમા તેને જાઓ લઇને સેપાહ,
જે આવ્યો છે શાહના હુકમથીજ રાહ.
દીધો હુકમ ગુદર્ઝે કેશવાદને,
ને નવદરના તુસને, ને ફરહાદને.

તો બે હીસ્સા જંગીઓ, ને નામદાર,
ગોરઝદારો, ને દુશમનો મારનાર.
ઉઠયા રીતે કાઊસની તેજવાર,
તેને સાંમો લેવા થયા તે તયાંર.
સિયાહ ગેતી થઈ ગર્દે અસવારે બસ,
ઝળકતાતા ઝુંડા, પુકારતાતા રખ્સ. ૨૦૬૬
કે આવ્યા તેઓ છેક રૂસતમની પાસ,
થયા તેઓ પ્યાદા, ને કીધી [1]સેપાસ.
ઊતર્યો રખશથી જેહાં પહલવાન,
તે થાક્યા દીલેરોને મળવા નિદાન.
પુછયું શાહ વિષે તેણે સઊને શીતાબ,
છે કેમ ? માહા રોશન, નુરી આફતાબ ?
બેઠા ઘોડે રૂસતમ ને સઊ પહલવાન,
ખુરેહમંદ આઝરગોશસ્પ સમાન.
આવ્યા તેઓ શાહ પાસે ત્યાંથી તેવાર,
હરોળમાં હતો રૂસતમે નામદાર.
આવ્યો બંદા પરવર શહાની તે પાસ,
ગયો ચાલી પેદળ, ને કીધી સેપાસ.
સેતાયશબી કરતો ગયો શાહા પાસ,
હતી જેને લાયક મહોબ્બત, સેપાસ.
દોઆ કરતો બોલ્યો ઊઠાવીને સર,
બુલંદ બખ્ત રેહેજો તું સાથે અમર.
મળો અહુરમઝદથી દરજ્જો ઘણો,
બહમન પાસબાં તાજો, તખ્તો તણો.
રહો નેક અરદીબહેશ્ત ઊમ્ર ભર,
નિગેહબાંન તુંજ તિર અને શાહરીવર. ૨૦૬૭

1–સીફત.

ફતેહમંદી પાંમો તું, બેહરામથી,
હુંનર, દબદબો, ને બુલંદ નામથી.

રહો તજ સફંદારમદ પાસબાન,
ચપળ બુદ્ધિ બનજો, ને રોશન રવાન.

ને ખોરદાદથી રહો ઝમીં, મુલ્ક, શાદ,
મુંબારક વડીલોની રેહેજો ઓલાદ.

અમરદાદ લે તુંજ પશુઓની દાદ,
સદા તનથી, ને બખ્તથી, રેહેજો શાદ.

રહો દયે દયાળુ તું પર દાદગર,
બદીના રહો બાર બંધ તું ઉપર.

ને આંદરથી થાય રાતબી, નુરી રોઝ,
રહો શાદ, રહો તાજ, ગેતી ફીરોઝ.

બનો આવાંથી કીર્તિના તારાં કામ,
બનો ફરતો આંસમાન તારો ગુલામ.

ઉભો થઈ કીધી રૂસતમે આં સેપાસ,
બેસાડયો શહનશાહે પોતાની પાસ.

કહયું ખુસરૂએ આવ્યો તું હયાં ભળે,
બુરાઓના હાથો તું જીવથી ટળે.

તું જગ શાહોનો પહલવાં નામદાર,
[1]છે ઝાહેર તે છુપું, છુપું આશકાર. ૨૦૬૮

તું શાહોનો ચુંટેલો, પુશ્તે સેપાહ,
ઇરાંનો નિગેહદાર, લશ્કર પનાહ.

કીધો તેં મને તારાં દીદારે શાદ,
હુનરમંદ, બેદાર જીવથી, આબાદ.
ઝવારેહ, ફરાંમુર્ઝ, દસ્તાંને સામ,
હશે રાજીમાં, ખુશ દીલી, શાદકામ.

૧-જેવો તું બાહેરથી સાફ છે તેવાજ તું અંતકરણથી સાફ છે.

તો ઊતરી નિચે રૂસતમે ચુંમ્યું તખ્ત,
કે અયે પુર હુંનર શાહા બેદાર બખ્ત !

છે ઠીક તારાં બખ્તે ત્રણે તેઓ શાદ,
છે ધંન ભાગ્ય તે, શાહ કરે જેને યાદ.

કહ્યું શાહે ચોપદારને એ અસુસ,
બોલાવ પહલવાનો, ને ગોદર્ઝ, તુસ.

ખોલ્યો ચોપદારે બગીચાનો દર,
પછી કીધી બેઠકો શાહી ઝબર.

તેના હુકમથી સોનેરી તાજો, તખ્ત,
ગોઠવ્યાં, ખરી પડતાં ગુલને દરખ્ત.

ગલીચાઓ રેશમના શાહી તે બાગ,
બીછાવ્યા, થયો જેથી ગુલશન ચેરાગ.

શાહી તખ્ત પાસે કીધું એક શજર,
પડે સાંયો જેનો કોલાહ, તખ્ત, પર. ૨૦૬૯

જે થડ ચાંદીનું, શાખો યાકુત, ને ઝર,
તરેહવાર મોતીના ઝુંમખા જેપર.

ફળો પોખરાજો, અકીકોના, પાન,
લટકતાં તે ડાળીએ લોલક સમાન.

સફરજન, ને લીંબુ, ઝરીન ફળ હતાં,
જે લીંબુ, સફરજનબી, પોકળ હતાં.
ઘસી મયેમાં કસ્તુરી તેમાં ભરી,
બાહાર વાંસળી જેવાં કાંણાં કરી

બેસાડતો અગર શાહા કોઈનેબી તખ્ત,
હવાબી તે વર્સાવતી કસ્તુરી સખ્ત.

કહ્યું તે હેમતનને કે આવીને તખ્ત-
ઊપર બેસ, મુકયું જે નિચે દરખ્ત.

આવી બેઠો સોનેરી તે તખ્ત પર,
વરસ્તી તે ઝાડેથી કસતુરી સર.
ઊભા આવી સાકીઓબી તેની પાસ;
જેને સર ગોંહરના હતાં તાજ ખાસ.
ઝરીન વસ્રો, ને ચીની જભ્ભાઓ, ખાસ,
ઉભા પેહેરી સઉ શાહી તે તખ્ત પાસ.
પેહેરી બાલીઓ, સાંકળીઓ, તમામ,
સજી સાજ કસ્બી ભરતના મુદામ.
દીલે શાદ સર્વે, હતો દારૂ દસ્ત,
થયા લાલ ચેહેરા, મગર કોઈ ન મસ્ત.
હતાં સઉના મોંહ રૂમી કપડાંનો રંગ,
અગરબી જ્યાં બળતું, ને વાગતાબી ચંગ.
કહયું શાહે રૂસતમને એવું તે વખ્ત,
કે અયે નેક સાથી, અને નેક બખ્ત!
ઈરાંનની છે હર આફતે તુંજ ઢાલ,
ફેલાવે છે પર સીંમુરગની મીસાલ.
શું ક્યાંની શહનશાહ, કે ઈરાં શહર–
ની, આફતમાં રાખેચ તું બાંધી કમર.
પિછાણેચ ગુદરજીઓનું કામ તું,
શું દુખ, સુખ, કે લાભ, નુકસાંને, શું?
કમર બાંધી રહે છે ઊભા મારી પાસ,
સદા નેકીની રાહ દેખાડે છે ખાસ.
ફકત અંજુમનથી તનહા ગેવ એક,
રહેચ પાસે થઈ ઢાલ દુઃખમાં દરેક.
એવો ગમ ન આવ્યો આં વંશે કદી,
છે ફરઝંદના ગમથી વધું કેઈ બદી.

અગર તું ન બાંધશે એ કામે કમર,
ન જોતો હું જગમાં બીજો ચારાગર. ૨૦૭૧
મગર કામે એ બાંધશે તું કમર,
તો આવશે ન તું સાંમે શેરે બબર.
જેથી ચારો બેઝનના કામે તું કર,
પુગીચ જેને તુરાંથી હાંનિ ઝબર.
સેપાહો, ને ઘોડા, ને હથ્યારો, ગંજ,
ગમે તે લે, એ વાતે કરતો ન રંજ.
સુની રૂસતમે ખુસરૂની એ ઝબાન,
કુદી ઉઠયો, ચુંમી ઝમીં બેગુમાન.
દોઆઓ કીધી કે અરે નેંકનામ!
તે પાંથરી સતા સુર્ય સમ ઠામેઠામ!
તુંથી ક્રોધ, ઇચ્છા, થજો લોભ દૂર,
જળી શત્રુના દીલ પીગળજો ઝરૂર.
તું શાહોનો શાહ, કયાંની સરદાર છે,
છે તુજ પગની રજ ગેતીના શાહો જે.
ન તું જેવો એકબી દીઠો તખ્તે શાહ,
ન નુરમંદ સુર્ય, કે કે ના નુરી માહ.
ભલાઓથી કીધા બુરાઓને દુર,
ને બાંધ્યો નિરંગથી તેં [1]અઝદાહને ક્રુર.
છુંદયું દેવે માઝંદરાંનું જીગર,
તારા કયાંની દબદબે, ગુર્ઝે ઝબર. ૨૦૭૨
જણ્યો માએ તુંજ રંજ માટે મને,
ખુશાળી ને રાહત ઘટે છે તને.
દીધાચ કાંન બક્ષી મેં શાહને હુકમ,
જવા કેહેશે તું, હું જવશ તેજ ગમ.

5 ૧—દેઝે બહમનના જાદુગર સરદારને.

અગર ગેવ ખાતર મારાં સર ઉપર,
પડશે આગ વાદળથી, રાખીશ ન ડર.
ઘુસે મારાં પાપણુમાં ભાલા તમામ,
તોબી શાહી હુકમે ન ફેરવશ લગામ.
તારા દબદબાથી કરશ પાર કામ,
ન સરદારો જોઇયે, ન બાહદુર તમામ.
બોલ્યો એમ રૂસતમ, તો ગોદર્ઝ, ગેવ,
ફરીબોર્ઝ, ફરહાદ, શાપુર [૧]નેવ.
સેપાહના બુઝર્ગોએ તે પર સેપાસ—
કીધી, ગેતીના રબ તરફનીબી ખાસ.
થયા મસ્તબી દસ્તમાં લઈ શરાબ,
કીધી ઝાલ રૂસતમની યાદો શીતાબ.
પીધો શાહેબી મય બની શાદતર,
ખુશીમાં નવા બાહારનો ખોલ્યો દર.

## રૂસતમની ભલાંમણથી ગુર્ગીનનું છુટકારો પામવું.

સુની ગુરગીને તહમતનની ખબર,
તો ધાર્યું મળી ચાવી ગમની ઝબર. ૨૦૭૩
રવાંના કીધો તહમતનને પયામ,
મુંબારક, અરે નેંક કદમ, નેંકનામ!

શજર બુઝરગીનું, વફાનો તું ગંજ,
સખી નરનો દર્વાઝો, ટાળનારો રંજ.

નથી યાદ કોઇને તારા જેવો નર,
ન હોતાં ઝમાનો, ઝમીં, તું વગર.

તને રંજ મુજ વાતનો જો ન થાય;
તો કહુ હું તને મેં કીધું છે શું આય.

તું કર ૧વાંકી પીડના આં કામે નઝર,
બુજાવ્યો ચેરાગે દીલી ઊંધો ગર.

દેખાડી મને રાહ અંધારી તમામ,
સરજ્યું, થવાનું થયું તે મુદામ.

બળી મરવા રાઝી છું હું શાહા પાસ,
ગુન્હાથી જો છુટકો થતો હોય ખાસ.

કે બદનામીથી કાંઈ છુટકારો થાય,
બુઢાપાનું શેવટ બદી આવી આય!

મને માંગી લે શાહે ગેતીને હાથ,
આંઊ મસ્ત મેંદાં જેવો તારી સાથ.

પડું ખાકમાં જઇને બેઝનની પાસ,
કદી પાક દીનનાને શોધશ હું ખાસ. ૨૦૭૪

પુગું નામું ગુરગીનનું રૂસતમને આય,
તો ખેંચી જીગરથી તે સદ એક હાય.

સુની નામું દુઃખથી દુઃખી થઈ ગયો,
તેના બેહુદાં કામે ગમગીં થયો.

કહયું પેલા કાસદને પાછો તું ફર,
ને કહે કે આ બેહુદા નાપાક નર.

તેં ચિત્તાની વાતો શું સમજી નહી?
કે દર્યામાં રેહેતાં મગરને જે કહી?

૧-પાને ઝઇફ આસમાનના.

કે ડાહપણ ઉપર લોભ ફાવેલો હોય,
ન છુટે કદી લોભને પંજે કોય.
મગર લોભને જે કરે દાંના ઝેર,
ઝરૂર તે ગણાય છે બહાદુર શેર.
શિકારે જવો ના હતો દોડી લઈ,
ન દુઃખ જોતે ભેંકર જનાવરનું જઈ.
કીધાં ફએલ તેં બુઢી કોહલી મીસાલ,
નહીં જોઈ શકયો શિકારીની ઝાલ.
ઘટે ના મને તારાં બેહુદાં કામ—
વિષે શાહા પાસે હું લઉં તારૂ નામ.
મગર એ રીતે તને લાચાર હું,
જો દેખું છું આજેઝ એકવાર હું. ૨૦૭૫
તો માંગશ શહાથી હું તારો ગુનાહ,
કરશ માહા રોશન, થયો જે સિયાહ.
જો બંધથી છુટે બીઝન આસાંનથી,
તે જગ કર્તા યઝદાંના ફરમાનથી.
તો બંદથી છુટી રેહેશે જીવતો ઝરૂર,
થશે તુંથી કીનો તે જંગીનો દૂર.
વળણુ જો લીધી આંસમાને દીગર,
તો દેજે તજી જાન તનની મહર.
પ્રથમ જાઉ છું હું બંની કીનેવર,
ખુદાઈ બળે, હુકમથી તાજવર.
કદી હું ન ફાવ્યો તો ગેવ નામવર,
કીનો લેશે બાહદુર પીસરનો તું પર.
જો એ કામે એક દાહડો ને રાત ગઈ,
તોબી હોટ બોલ્યા ન શાહ પાસ જઈ.

સુયે તાજ પેહર્યું બીજે દીન જે વખત,
[1]બેઠો ચાંદી સમ હાથીદાંતોને તખ્ત.
[2]બીછાવ્યાં તહમતને આવીને પર,
દ્‌તેહમંદ શાહ પાસે થઈ આંશ ભર.
કહી શાહને ગુરગીનની વાતો તમામ,
ઊધા બખ્ત, બદ વખ્ત, માટે મુદામ. ૨૦૭૬
તો કહે શાહ એ મુંજ સીપેહસાલાર શું?
તોડેચ મારા બેડી, ને સોગંદો તું?
મેં ખાધા છે સોગંદે તખ્તો, કોલાહ,
ને દાદારે ખોરદાદ, ખુરશીદ માહ.
જોશે રૂજથી ગુર્ગીં નહીં રંજ વગર,
કે બીઝન ફરે બંદથી ના અગર.
સિવા આંય ઇચ્છા, ગમે તે તું ચાહ,
શું શમશીર, યા મોહોર, તખ્તો, કોલાહ.
કહયું રૂસતમે શાહને એવું તેવાર,
કે ખાન્દાંની, નામી, અરે શાહરયાર!
તે ભોગવે છે, કીધી બુરાઈ અગર,
છે તૈયાર જીવબી દેવા તે મગર.
મેળવશે ન શાહની તે માંફી અગર,
બચાવશે નહીં દીનો આઇન મગર.
અકલ રાહથી જે કોઈ ફરી જાય છે,
તે અંતેતો બદ કામે પસતાય છે.
ઘટે તના કામોની યાદો હરેક,
સદા તેની જગો, કીનામા દરેક.
હતી બાંધી ન્યાંગાનો પાસે કમર,
હરેક જંગમાં એક હતો કીનાવર. ૨૦૭૭

૧—યાને ખુસરૂ. ૨—યાને ઝડપથી આવ્યો.

જો હક શાહા સમજે તો બખ્શે મને,
કદી બખ્ત એક વખ્ત રોશન બને.

ભલા શાહે તેહેમતનને બખ્શી દીધો,
સિયાહ ગાર, બેડીથી, છુટટો કીધો.

પછી પુછયું રૂસતમને શાહે મુદામ,
જવા કયારે માંગે છે કીનાને કામ?

લે ગંજો, સેપાહથી, તું ચાહે તેવા,
છે કોણુ? આવે તુજ સંગ રાહમાં એવા?

ડરૂચ, કે તે બદ નસ્લ અફ્રાસેયાબ,
થશે ખુંન બેઝનનું કરવા શીતાબ.

છે કમ અકલી, જેને બુરા દેવે હર–
શિખાડયાં છે, જાદુ, ફીતુર, ફંદ, ગર.

ફેરવશે પળકમાં તે વિચારને,
ને મારશે તે, [1]તલ્વાર મારનારને.

કહયું રૂસતમે શાહે ગેતીની પાસ,
કરૂચ છુપી તૈયારી, એ કામે ખાસ.
ફરેબની કુંચી હોય ફરેબજ તમામ,
નથી એવાં કામે ઝરા ડરનું કામ.

અમો જઇશું વેપારીઓને લીબાસ,
ઘણો વખત થોભીશું તુરાંને ખાસ. ૨૦૭૮
એવે કામે ખેંચવી લગાંમો સખત,
નથી તેગ, ભાલા, ગુરઝનો, વખત.

ઘણાં જોઇશે ગોંહરો, ચાંદી, ને ઝર,
જશું આસ ભર્યા, રહી પુર ખતર.

ગલીચા, ને પેહેરવાના વસ્ત્રો, મુદામ,
ને વેચવા, ને વેહેંચવાની ચીઝો, તમામ.

૧—યાને બેઝનને.

સમજ્યું જો ખુસરૂએ રૂસ્તમનું બ્યાન,
તો ફરમાવ્યું જુના ખઝાના મેયાન-
થી, લાવે ખઝાનચી તેનો શાહ પાસ,
તેના હુકમ માફક દરેક ચીઝ ખાસ.
ખોલ્યાં શાહના [1]ગંજુરે ઠેલીના સર,
સજી બારગાહ લઈ દીનારો ગોહર.
તેહેમતન ત્યાં આવ્યો, બધું જોઈ લીધું,
હતું તેમાં જોઇતું, પસંદ તે કીધું.
કીધાં ત્યાર ઊંઠો દીનારોના, દસ,
કીધાં સો ઊંઠો માલ અસબાબે બસ.
કહયું મુખી વંજારીને રૂસતમે,
સેપાહ ફઓજથી લે હઝાર આં સમે.
ને સિંહો, ને ગરદન કશો, નામવર-
થી, કંઇકોએ બાંધવી ઘટે છે કમર. ૨૦૭૯
શું ગુરગીં, ને શું ઝંગએ શાવરાન,
દીલેરોનો સિંહ, ગોસ્તેહમ પહલવાન.
ગોરાઝહ વડો ફઓજી ચોથો નિદાન,
તખત. તાજ, પહલવાંનોનો, પાસબાન.
શું ફરહાદ બાહદુર, દેલાવર રોહામ,
નરે શેર પહલવાંન અશકશ તમામ.
તયાર એંમ આં સાતો પહલવાંન થાય,
સેપાહના, ને ગંજના, નિગેહબાંન થાય.
તો એ કામે સરસાઈ સઊએ કીધી,
તયારી ઘટે તેંમ કરી સઉ લીધી.

1-ખજાનચીએ.

## રૂસતમનું વેપારી તરીકે બેઝનના છુટકારા માટે તુરાનમાં જવું.

હુકમ કીધો ગરદનકશોને મુદામ,
ગોરઝદારોને બાહદૂરોને તમામ.

જો આરે નગારચીંઓ દરવાઝા પર,
દીલેરોએ કસવી સહવારે કમર.

મળસકે દીધા બાંગ મુર્ગે અગર,
કે બાંધ્યાં નગારાંઓ હાથી ઊપર.

સરવ જેવો આવ્યો તહમતન બુલંદ,
હતો ગુર્ઝ હાથે, ને ઝીન પર કમંદ.

ચાલ્યો શાહી દરથી સેપાહ લઈ મગર,
દોઆ ભારે કીધી તેના મુલ્ક પર.

સેપાહ ચાલી પુઠે, હુશેલ પહલવાન,
હથેલીએ ધર્યા હતા સઉએ જાન.

હતા તીર નેઝાઓ ભોંઅ્યા તમામ,
કીધા પાક હાથોને લોહીએ મુદામ.

આવ્યો જ્યારે તે મુલ્કે તુરાંની પાસ,
ચુટી લીધા લશકરના સરદારો ખાસ.

પછી બોલ્યો પહલવાન તે ફઔજ પાસ,
તમે હયાંજ થોભો ખુશી જીવે ખાસ.

નહીં ખસ્તા, જ્યાં સુધી આ જાન મુજ,
કરે તનથી જુદો તે યઝદાન મુજ.

રેહેજો ત્યાર, કરવા તમે રસ્તખેઝ,
કે ખુનથી આ ચુંગાલો રાખીને તેઝ.

સેપાહ રાખી સરહદે મુલ્કે ઇરાન,
દીલેરોને લઈ, ચાલ્યો પોતે તુરાન.

વેપારીનો પોશાક સજ્યો તમામ,
કમરથી કમરબંદ છોડયો મુદામ.

રૂપેરી કમરબંદ દીલેરોએ ખાસ,
દીધા ખોલી, ને પેહર્યા ઉનના લેબાસ.

અને ચાલ્યા શેહેરે તુરાં ગમ ફરી,
બની કાફલો, માલ સુંદર ભરી. ૨૦૮૧

હતા આંઠ વંજારે ઘોડા સરશ,
બીજા જંગીઓના, તથા એક રખશ.

ઊંઠો દસ લધેલાં, ગોંહરને ભરી,
ઊંઠો સો, પોશાકો જેમા લશકરી.

પોકારોબી ભારી, ને ઘંટોના સાદ,
તેંહમુરસી કરનાયોના ગોયા નાદ.
પડઘા દેતું જંગલ તે સાદોનો ખાસ,
આવ્યા તેઓ પીરાનના શેહેર પાસ.

હતું શેહેર તે એક, મુલ્કે તુરાન,
હતો જે શહરનો ધણીબી પીરાન.

હતો પીરાં કરવાને ગયેલો શિકાર,
ન કોઈ મેહેલ પરબી હતો ચોકીદાર.

શિકારેથી વેસેનો પીરાં જેવાર,
આવ્યો, જોયો કીલતને રાહમાં તેવાર.
ઝરીન જામ ગોંહર ભરી તે સમે,
ઢાંકી રેશમી વસ્ત્રથી રૂસતમે.

સુનેરી બે ઝીનોના ઘોડા મુદામ,
જે સણગારેલા ગોંહરેથી તમામ.

ગુલાંમોને દઈ ચાલ્યો આગળ તે ખાસ,
આવી લાગ્યો પીરાંનના તખ્ત પાસ. ૨૦૮૨

દોઆ કીધી તેપર કે અયે નામવર!
ઈરાં ને તુરાંમા નસીબો હુંનર!

કોલાહ દબદબામા ન તું જેવો યાર,
વઝીર શાહી છે તખ્ત દીપાવનાર.

સજ્યોનો એવો નામદારે લીબાસ,
કે પીછાંણ્યો પીરાંએ ના તેને ખાસ.

પુછી અયેર બોલ્યો આવ્યો ક્યાંથી આમ,
છે કોંણ મર્દ, ને આવ્યો દોડી શું કામ?

કહયું રૂસત્તમે છું હું તારો નફ્ફર,
ખુદાએ ઊતારી રોઝી આં શહર.

આવ્યો ધંધા કાજે ઇરાંથી તુરાન,
સખત દુરની રાહા કાપી નિદાન.

કે વેચું છું હું ને ખરીદું છું માલ,
કરૂચ આપ લે હર ચીઝોની ખુશાલ.

ભરૂસો છે જીવને તારી મેહેર પર,
ઉમીદ પર છે તારી આં ગાલેબ જીગર.
મને સાંયામા લે પહલવાં અગર,
ખરીદું જનાવર, ને વેચું ગોંહર.
ન દુઃખ દેશે કોઈ, દાદથી તુંજ મગર,
કે માયાના વાદળથી પડશે ગોંહર. ૨૦૮૩

ભરી જામ શાહી ગોંહરથી અપાર,
કીધી સર્વે સરદારો વચ્ચે નિસાર.

ઘોડાઓથી અરબી તુખમ નામવર,
હવાએ ન છાંટીથી ધુળ બાલ પર.
ઘણીએક દોઆ સાથે હદયો તમામ,
તેને આપી કાઢી લીધું પોતે કામ.
કીધી ગોંહરો પર પીરાંને નઝર,
જે દીસતાં રોશન જામમાંથી અગર.
કરી સીફત તેની, નવાઝયો, તે વખ્ત,
બેસાડયો તેને, ત્યાં ફીરોઝાને તખ્ત.
તુ આવ જા શહરમાં ખુશાળીથી ખાસ,
ઉતારો હમો દેશું પોતાની પાસ.
ન કર માલો અસબાબની તું ફીકર,
નથી તારા હયાં કોઈ શતરૂ મગર.
તું જા, ને તારો સરવે અસબાબ લાવ,
ખરીદદારો ચારો તરફથી જમાવ.
ઉતારો લે મુજ બેટાને ઘેરે એમ,
કુતુંબ મારૂ રહે છે, તુંબી રેહેજે તેમ.
કહયું ત્યારે રૂસતમે અયે પહલવાન!
રહીશ હયાંજ હું કાફલા સંગ નિદાન. ૨૦૮૪
કે મુજ માલ છે સરવે તારો તમામ,
રહું હયાં કે ત્યાં તે છે સરખું મુદામ.
તરેહવાર છે ગોંહરો મારી પાસ,
નથી ચાહતો ગોંહર કમી થાયે ખાસ.
ફ્તેહમંદ તુજ બખ્તે અયે પહલવાન!
હમો બાહાર રેહેશું ઓ રોશન રવાન.
કહયું, જા ગમે ત્યાં ઉતારો તું કર,
ઉભા ચોકીદારો કરશ હું મગર.

ઠેરવ્યું પછી એક ઘરબી શીતાબ,
ને ગોઠવ્યો તેમા તે સર્વે અસબાબ.

ખબર થઈ કે ઇરાંથી વંજાર ખાસ,
હયાં આવી છે નામેવર પહલવાન પાસ.

ખરીદદારો ચોગમથી આવ્યા અગર,
જવેરીના આવ્યાની થઈ જો ખબર.

ખરીદનારો કપડાં, બીછાણાં, ગોંહર,
કીધાં સઉએ પીરાંની દરગાહે સર.

સજાવતો જો આફતાબ ગેતી જેવાર,
તેવારે દુકાંને ભરાતું બઝાર.

## મનીઝેહનું રૂસતમને બીઝનનો અહવાલ કેહવું.

વખત એ રીતે થોડો નિકળી ગયો,
ને રૂસતમ ઝમીંને તુરાંમા રહયો.

ખબર કાફલાની મનીઝેહને થઈ,
શહરમાં એકાએક દોડી ગઈ.

કે બેટી અફ્રાસ્યાબની ખુલ્લે સર,
આવી તેંહમતન પાસે બે આંખે તર.

કીધાં બાંહે સાફ આંસુ પાપણુથી તર,
દોઆબી કરી પુછી ખયેરો ખબર.

સુખી રેહેજે જીવથી, અને ગંજથી,
તને પસ્તાવો ના થતો રંજથી.

ફરો તુજ મુરાદે બુલંદ આસમાંન,
બદોની નઝરથી ન પાંમો ઝેયાંન.

ઉમીદ ભર્યાં દીલે છે બાંધી કમર,
તો નિષફળ ન હોતી આં મેહનત ઝબર.

કે ડાહપણ સદા તારો ઉસતાદ રહો,
ઇરાં દેશ હકુમતમા આબાદ રહો.

ખબર શું છે હર શાહી પહલવાનની,
ને ગોદર્ઝ, ગેવ, ફ્રઓજે ઇરાનની.

શું બેઝનની ઇરાં નથી ગઈ ખબર?
શું ના કરશે ચારો મમાવો મગર?

કે ગોદરઝીઆંની તણો જવાંન આય,
છુટક જેનો પોલાદથી જલ્દી થાય. ૨૦૮૬

ઘસાયા છે પગ બેડીઓથી ઝબર,
લોહારોના ખીલાઓથી બેહુ કર.

છે જકડાયો ઝંજીરો બંદથી ઝબર,
તેના વસ્રબી છે તેના ખુને તર.

ભિખારી એ હાલે નથી કરતો ખાબ,
રૂદનથી છે તેના, બે આંખો પુરાબ.

ડર્યો તેંહુમતન તેની વાતે અપાર,
મગર હાંકી તેને કરી એક પુકાર.

કહયું દુરથા પાસથી મારી તું,
નવો શાહ, કે ખુસરૂ, ઓળખતો ન હું.

નથી ગેવ ગોદર્ઝનીબી ખબર,
ફેરવ્યું એવી વાતે ભેજું ઝબર.

જોઈ તેંહુમતન ગમં રડી ઝારઝાર,
ખોળે નાખ્યાં આંસુ ગમીના અપાર.

પછી બોલી સરદાર અયે બુદ્ધીવાન!
ઘટે ના એવી સખત કેહેવી ઝબાન.
નહી વાત કર, પણ તું હાંકે શું કામ?
મરી છું મારાં દુઃખે દીલથી તમામ.
હશે એજ ઇરાંની રીતો સહી,
કે વાતો ગરીબોથી કરવી નહી. ૨૦૮૭
થયું શું એ ઓરત? કહયું રૂસતમે,
શું કયાંમત કીધી શયતાંને આ સમે?
કીધી મારા સઓદામાં તુંએ ખલલ,
થયો જેથી ગુસ્સે હું તું પર અવલ.
ન મુજ ગુસ્સાનું લાવતી મનમાં તુજ,
કે દીલ હતું લાગેલું ધંધાએ મુજ.
બીજું એ કે રહે છે તે કયખુસરો જ્યાં,
હું પોતે શહરમાં નથી રહેતો ત્યાં.
ન ગોદર્ઝ, ગેવને, ઓળખતો મગર,
કદીબી ગયો હું નથી તે શહર.
ફરમાવ્યું, જેથી લાવી ખાનુંબી ખાસ,
ને હાઝર કીધું તે બીચારીની પાસ.
એકાએક પુછી તેણીને સર્વે વાત,
કે શા માટે રૂઠયો ઝમાનો તું સાત?
પુછેચ કાં ઇરાં માટે, ને તખ્તે શાહ?
ને કાં રાખેચ શાહે ઇરાં પર નિગાહ?
મનીઝેહ કહે મારી હાલતને તું,
તથા પુછેછે દર્દો, ગમ માટે શું?
દુઃખી દીલ પેલા ગારને સરથી ખાસ,
અમીર મર્દ આવી છું હું તારી પાસ. ૨૦૮૮

કે તું પાસે પુછું નવી કંઈ ખબર,
તે ગોદર્ઝ, અને ગેવની કીનાવર.
કીધો શોર જંગીઓનો મુજ ઊપર,
નથી તુને દાવરનોબી કાંઈ ડર.
મનીઝેહ છું બેટીએ [1]શાહે ઝમન,
નથી જોયું ખુરશીદેબી ખુલ્લું તન.
દીલે ઝખ્મી, ને આંખો આંસુએ તર,
ઘરોઘર હું ભટકું છું ફીકકે ચહર.
કરૂચ જવારની રોટી ભેગી આં વખ્ત,
લખ્યું એજ હશે દાવરે મારે બખ્ત.
બીઝન નામના એક કમબખ્તથી,
પડી તાજથી, ને પડી તખ્તથી.
હશે મુજથી બદ વખ્ત કોણો ઝબર!
એનો અંત લાવે ફકત દાદગર.
કે ઊંડા તે ગારે બીચારો બીઝન,
નથી જોતો માહો, મહર, રાત, દન.
ખીલાઓ, ને બદોથી, જકડેલો ખાસ,
ફકત મોંત માંગે છે યઝદાંની પાસ.
જેથી દુઃખ વધ્યું છે દુઃખની ઊપર,
સુકાયાં છે આંસુબી આંખે ઝબર. ૨૦૮૯
ઇરાં તર્ફ પાછો જતો હોય અગર,
તો ગોદરઝે કેશવાદની લઈ ખબર.
યા ખુસરૂની દરગાહે, ગેવને નિદાન,
યાતો જોજે તું, રૂસતમે પહલવાન.
ને કેહેજે બીઝન ગારને છે મુકામ,
અગર ઢીલ કરશે, થશે બુરૂ કામ.

1—યાને આલમનો શાહ.

જો માંગે તું જોવા, તો ના ઢીલ કર,
છે પોલાદ નિચે, ને પત્થર ઊપર.

કહ્યું રૂસતમે કે અરે ખુબ ચહર!
કાં પાડે છે આંખોથી આબે મહર?

ભલાંમણો કરનારાને બાપ પાસ,
ન કાં નામદારોને મોકળતી ખાસ?

કહી બાપને આવે તું પર મહર,
તપે લોહી તેનું, બળેબી જીગર.

મને હોતે જો તેનો કંઈબી ન ડર,
તો દેતે તુને હું ચીઝોબી ઝબર.

કહ્યું ખાનસાંમાને ખાંનુ હરેક,
કે લાવે તેને જોઇયે તેવું દરેક.

કહ્યું લાવે મુરગી ભુંજેલી ગરમ,
વિંટાળી ચોબાજુથી રોટી નરમ. ૨૦૯૦

કે હાથેથી રૂસતમે [૧]ગોયા પરી,
છુપાવી તે મુરગીમા અંગુશતરી.

કહ્યું આપી, લઈ જા ભીતર ગારની,
કે રહબર તું છે સરવે લાચારની.
આવી ગાર માંથે મનીઝેહ મગર,
દોડી ખાંનુ લઇને બગલમા ઝબર.

જે કંઈ તે લપેટી હતી લઈ ગઈ,
કે એમજ તે બાંધેલું બીઝનને દઈ.

અજબ થઈ ગયો જોઇ બીઝન મગર,
તેડી ગારમાથી તે ખુરશીદ ચહર.

કે આવી તું ક્યાંથી અરે મહરબાન!
શિતાબીથી ખાનું આં લઇ બેગુમાન.

૧—જાદુગર મીસાલ.

ઊઠાવે છે સંકટો, જે હુમત, ઝબર,
તું મુજ કાજે ઓ મહરબાં ચારાગર.

## બીઝનને રૂસતમના આવવાની ખબર થવી.

તો બોલી મનીઝેહ કે વંજારી એક,
અતીશે તવંગર છે વેપારી એક.
ઇરાંથી તુરાં આવ્યો કરવા વેપાર,
છે કમ ઝાદા ચીઝોબી પાસે અપાર.
અકલ હોશ ભર્યો છે પાકીઝા નર,
તરેહવાર છે જેની પાસે ગોહર. ૨૦૯૧
કદાવર છે, દીલનો સખીબી છે, ખાસ,
ઉઘાડી છે દુકાનબી મેહેલ પાસ.
દીધું તેણે ખાંનુ મને આં મગર,
કહયું નેંક કરજે દોઆ મુજ ઊપર.
જા લઇ ગાર તે કયેદીની પાસ તું,
જજે લઈ બીજું જોઇયે તે ખાસ તું.
પછી ખોલ્યું બેઝને ખાંનું મુંદામ,
ફીકર, ડર, ને આસાના દીલે તમામ.
નાંખ્યો હાથ ખાવા, તો ભેદે ભરી,
નઝર એક પડી છુપી અંગુશતરી.
નગીનો જોઇ નામ વાંચી ગયો,
ખુશાળીથી હસ્યો, ને હેરત થયો.

ફીરોઝાનું સીલ, નામ રૂસતમ તણું,
લખેલું હતું બાલ જેવું ઘણું.
દીઠું ફળ વફાના શજરનું જેવાર,
ને જાણ્યું કે આવ્યો છે રંજોનો પાર.
તો હસ્યો તે બાદશાહી રીતે અપાર,
આવ્યો ગારથી જેથી આવાઝ બાહાર.
મનીઝેહે હસ્તો સમજ્યો તદન,
સિયાહ ગારમા તેને બાંધેલે તન. ૨૦૯૨
તો બોલી તે કેહેવત અજબ થઈ મગર,
હસે છે દીવાંનો કીધાં કામ પર.
અજબ થઇ મનીઝેહ એવાં કામે સખ્ત,
કહ્યું કાં હસે છે અરે નેકબખ્ત.
હસેચ કાંય બે હોઠો ખોલી તું બસ?
દીવસને ગણેચ રાત, રાતને દીવસ.
કહે ભેદ શું છે મને આય વખ્ત,
નઝર કાંઈ આવે છે શું નેકબખ્ત?
કહ્યું ત્યારે બીઝને આં કામે સખ્ત,
ઉમીદ આવે છે, કે જશે ખુલી બખ્ત.
હવે બે વફા તું ન મુજથી બને,
ને સોગંદથી આપે વચનબી મને.
તો કહુ તુને વાતોબી સરવે મગર,
વચનથી તું બંધાઈ જાયે અગર.
દુઃખે બચવા, હોટો સીવી લે નિદાન,
તોબી બંધ રહે ના ઓરતની ઝબાન.
મનીઝેહ એ સમજી રડી ઝારઝાર,
બુરાં બખ્તે વિટયું શું મુજ પર અપાર.

રે ! અફસોસ ઊંધું થયું મારૂં બખ્ત,
બની આંખ રડતી, દીલે ઝખ્મ સખ્ત. ૨૦૯૩

દીધું દીલ, ને ઘરબાર, બેઝનને કાજ,
છતાં મુજ ઊપર છે ભરૂસો ન આજ.

પિદર, ખેશીએ, હાંકી બેઝાર થઈ,
તો ભટકું છું ખુલ્લી હું લોકોમાં જઈ.

ખઝાનો, દીનારો, ને તાજો, ગોહર,
કીધું છે મેં તારાજબી સર બ સર.

ને બેઝનની આસેબી થઈ નાઉમીદ,
જહાં થઈ સિયાહ, ને બે આંખો સુફીદ.

છુપાવે છે મુજથી તે ભેદો અપાર,
મગર મુજ ગવાહ છે તું પરવરદેગાર.

કહયું બીઝને રાસ્ત છે એ તમામ,
મારેથીજ બન્યું બુરૂ તારૂ કામ.

પછી બોલ્યો, કેહેવું ઘટે છે બયાન,
અકલમંદ સાથી અરે મેહેરબાન !

છે રાસ્તી, દે હર કામે તું બોધ આમ,
મગઝ મારૂ ખાલી છે રંજે તમામ.
જવેરી પેલો મર્દ તું જાણી જા,
દીધું જેના બાવરચીએ ખાંનુ આ.
ફકત આવ્યો છે મારે માટે તુરાન,
નથી તેને ગોહરની હાજત નિદાન. ૨૦૯૪

ખુદાએ જો બક્ષીસ મુજ પર કરી,
કદી જોઇશ જગની સપાટી ફરી.
છોડવશે જખુન આયે ગમથી મને,
તથા ગરમી, સંતાપે, દોડતી તને.

તેની પાસ જઈને છુપું કહે બયાન,
કે અયે ગેતીના શાહોના પહલવાન.
દયાળુ ઓ દીલના મદદગાર તું,
ધણી રખ્શનો હોય કહે યાર તું.
હવા સમ તે જંગલથી આવી મુદામ,
મનીઝેહે રૂસતમને દીધો પયામ.
સમજ્યું કેહેવું ખુબસુરતનું જેવાર,
કે દુરથી આવી ચારા માટે, તેવાર.
તો રૂસતમે જાણ્યું કે બેઝને વાત,
કીધી આં સરવ જેવી ગુલરૂની સાત.
કહયું રૂસતમે બેટી અયે ખુબ ચહર,
ન કમતી કરે દાદગર તારી મહર.
કેહેજે, હા છે વાલી રખશનોજ તે,
તારે માટે યઝદાંએ મોકલ્યો છે.
કે ઝાબુલથી ઇરાં, ને ઇરાંથી તુર,
તારેજ માટે કાપી છે રાહ દુરદુર.
ઊઠાવ્યો હશે રંજ એટલા દીવસ,
ને ગમથી થયો હોશે લાચાર બસ.
કહી વાત, રાખજે છુપું સઉ બયાન,
સિયાહ રાતે કરજે અવાજે તું કાન.
દીસે કાઠી જંગલથી તું લાવજે,
પડે રાત કે તેને સળગાવજે.
મનીઝેહ તેની વાતથી શાદ થઈ,
તથા દીલે ગમથીબી આઝાદ થઈ.
આવી દોડતી પાહાડ તક જ્યાર તે,
હતો ગારમાં જેનો ચાહનાર તે.

કહયું કે દીધો તારા પયગામને,
મુબારક કદમના તે નેકનામને.
દીધો જવાબ, હું તેજ છું બેગુમાન,
દીધું જેનું બેઝને નામો નિશાંન.
દુઃખી દીલે કેટલી રખડશે બેહાલ,
ને આંસુઓથી ધોશે કયાં સુધી ગાલ.
તેને કેહેજે, તું માટે ગોયા ખબર,
ફેલાવી છે ચુંગાલ, બાંધી કમર.
પતો જયારે લાગો છે તારો તમામ,
તો જોશે તું મર્દોની તેગોના કામ. ૨૦૯૬
ચીરશ તે ઝમીન મારા હાથે ઝબર,
ને ફેંકશ તે પત્થરને આસ્માન પર.
કહયું છે મને, કે જો અંધારૂં થાય,
છુટી રાત સુર્યની ચુંગાલે જાય.
પહાડ જેવું બળાતુંબી કરજે તું બસ,
બને રાત [1]ચાહને મથાલે દીવસ.
તો ચાહને મથાલે નઝર હું કરૂં,
ને મારગ હું તે રોશનીનો ધરૂં.
જો બેઝને સાંભળ્યો એવો પયામ,
તો બન્યો તે ગારેબી રાઝી તમામ.
કીધું દાદારે ગેતી સનમુખ સર,
કે ઓ પાક બક્ષેસના દાદગર!
છે તું મારો, હર તંગીમા દસ્તગીર,
દીલો જાને શત્રુના મારનારો તીર.
મને દાદ દે જેણે કીધો સીતમ,
તું જાણે છે મુજ દાગં, ને દર્દો ગમ.

૧–ગારને.

ઝમીં મુલ્ક, પાંમીશ મુજ બીજી વખ્ત,
જવશ હયાંજ છોડી બુરૂં મારૂ બખ્ત.
રે! મુજ કારણે દુઃખ વેઠેલી નાર,
ફીદા તન, જીગર, જાં, કીધેલી અપાર. ૨૦૯૭
તેં મુજ કાજે રંજો ઉઠાવી મુદામ,
ખુશાળી ગણી રંજનેબી તમામ.
તજી તેં દીધાં તાજો, તખ્તો, [1]કમર,
ખઝાનો, ને બેશી, ને માદર, પીદર.
મગર હું આ અઝદાહુના પંજાથી સખ્ત,
છુંટી જો જવશ આ જવાંનીને વખ્ત.
મીસાલે હું નેકોં, ને યઝદાંપરસ્ત,
તું સેવામાં દોડશ ઉઠાવીને દસ્ત.
ગોયા હોયે શાહોની પાસે નફર,
હું નેકીના બદલામા બાંધીશ કમર.
હવે તું ફરીથી ઉઠાવ એક રંજ,
ઘણો પાંમશે રંજને બદલે ગંજ.
કે ગઈ કાઠી માટે મનીઝેહ તુરત,
ચઢી ઝાહાડોની શાખે પક્ષી સુરત.
બગલમા તો કાઠી, સુરજ પર નઝર,
ક્યારે કાઢે કોહથી સિયાહ રાત સર.
નહીં આવ્યો સુર્ય તેંણીને નઝર,
સિયાહ રાતે ખેંચી સેપાહ કોહ પર.
જે વખ્તે કે આલમ સુઈ જાય છે,
ને ગેતીની ચીઝો છુપી થાય છે. ૨૦૯૮
સેપાહ રાત ખેંચે છે દીન પાસે ગર,
ધરેચ ગેતી રોશન તે સુર્યનું ઉસર.

[1]—કમરબંદ.

મનીઝેહે અંગાર સળગાવી જઈ,
સિયાહ રાતની આંખો જલતી થઈ.

આવ્યો સાદ કાંસાના ડંકાનો કાન,
રખશની ખડીનો તે રાહ દરમેયાન.

## રૂસતમનું બીઝનને ગારમાથી બાહેર કાઢવું.

કે બખ્તર રૂમી પેહરીને રૂસતમે,
બાંધ્યા ગાંઠો બખ્તરનાબી તે સમે.

ને માહો મહરના તે દાદાર પાસ,
પનાહ પોશતબી માંગી આવીને ખાસ.

અપંગ આંખ શતરૂની બનજો તમામ,
મને ઝોર દેજે આં બીઝનને કામ.

કહયું એ દીલેરોનેબી સર બ સર,
કે બાંધો કીનાનો કમરબંદ કમર.

ખદંગી ઝીનો ઘોડાઓ પર ધરી,
લડઈ માટે ચુંગાલો તેઝી કરી.

ગયો રોશની તર્ફ તે તેહેમતન,
ચાલ્યો શોધતો પેલી રાહને તદન.

આવ્યો હેવે અકવાંના પત્થરની પાસ,
જેની નિંચે બેઝન હતો બહુ ઊદાસ. ૨૦૯૯

કહયું સાતો જંગીઓને રૂસતમે,
ઝમાનાને મરદી દેખાડો તમે.

શિતાબી કરીને તમે આં ઝરૂર,
કરો સંગ ચાહને મથાલેથી દૂર.

થયા ફઓજી સરદારો પ્યાદા ઝરૂર,
કે પત્થર કરે ગારથી પેલા દૂર.

ઘસ્યા હાથ પત્થરની સાથે ઘણાંજ,
પહલવાંનો થાકા, રહયો સંગ ત્યાંજ.

થયા નામદારો પસીનાથી તર,
નહીં સંગ ખસ્યો ઝરા ગાર પર.

આવ્યો ઘોડેથી પહલવાં શેરે નર,
ને બખ્તરની દામાન બાંધી કમર.

માગ્યું ઝોર કુવતના સાહેબ પાસ,
કીધો હાથ મારી સીધો સંગ ખાસ.

બેયાબાંન ફેંકયો તેને શેહેરે ચીન,
ધુંજી રહી તે પત્થરથી સરવે ઝમીન.

ખુદઈ બળથી કોશીસો કીધી અપાર,
ખોલી ગારનું મોંહ, ને માર્યો પુકાર.

રડી તેણે બેઝનને પુછયુંબી એમ,
કે સપડાયો બુરી દશામા તું કેમ?

તું માટે મીઠાશજ હતો જગ તમામ,
તો કાં તેને હાથે પીધું ઝેહેરી જામ?
સિયાહ ગારથી બોલ્યો બેઝન મગર,
હશે રંજ રાહની કેવી તું ઊપર!
પડી તુજ વધાઈ જેવી મારે કાન,
થયું ગેતીનું ઝેહેર અમરૂત સમાન.

છે મુજ ઘર એવું, તું જુએ તે સમાન,
પોલાદી ઝમીન, પત્થરી આંસમાન.

કીધું છે આં દીલ ફાની ગેતીથી દુર,
ખમી રંજો, ગમ, સખ્તી, ને દર્દ પુર.

કહયું રૂસતમે તારા જીવની ઊપર,
દયાના' તે દાદારે કીધી મહર.

હવે નેક ખસલત, અકલમંદ ખાસ,
મને આરઝુ એક છે તારી પાસ.

મને બખ્શ ગુરગીને મીલાદને,
દીલે દુર કર કીનો, બેદાદને.

કહયું બેઝને મુજ મદદગાર તું,
શું વિટયું મારી પર તે જાણે તું શું?

ઓ નર શેર સરદાર જાણે ન તું,
કે ગુરગીને કીધું છે મારેથી શું? ૨૧૦૧

અગર મારી તેપર જશે જો નઝર,
કીનાથી કયાંમત કરશ તે ઊપર.

અગર બનશે કપટી કહયું રૂસતમે,
સમજશે ન મુજ વાતને આ સમે.

રેહેવા ગારમા બાંધેલો તુને દઈશ,
થઈ રખ્શ પર સ્વાર પાછો જઇશ.

પુગી વાત રૂસતમની કાને જેવાર,
તો તંગ બંધીખાંનેથી ઉઠયો પોકાર.

જવાબે તે બોલ્યો, હું છું કમ બખત,
દીલેરોમા, બેશીમાં, સઉમા, સખત.

ગઝબ આવ્યો ગુરગીનથી મારી ઊપર,
ચલાવી લઇશ હું હવેથી મગર.

ખમ્યું દુઃખ હવે છું ખુશી હું ઝરૂર,
કીનો મારાં દીલથી કરૂ છું હું દૂર.

તો રૂસતમે ફેંકી તે ચાહમા કમંદ,
કાઢયો ગારથી બાહાર બાંધેલે બંદ.
વધેલાં નખો, બાલ, ખુલ્લું ,બદન,
ભુખે, રંજો, દર્દે, ગલેલો તદન.
કીટાયલી તે સાંકળ, ને બેડી, ઝબર,
હતા ઝર્દ ગાલો, બદન ખુને તર. ૨૧૦૨
પુકાર્યો તહમતન જોઈ તેજવાર,
બદન ગર્ક લોઢાંમા થયલું અપાર.
તોર્યા બંદો, સાંકળબી, મારીને દસ્ત,
છોડવ્યો ગળાં, પગની, બેડીથી સખ્ત.
ફર્યા ગાર પાસેથી તેઓ મકાન,
કે એક હાથે બેઝન, બીજે [1]પાસબાન.
ગમી ભર્યાં બે જવાંન બેઠાં તે ઠામ,
કીધી વાતો પહલવાન પાસે તમામ.
કહયું સર ધોવા જવાંનનુ રૂસતમે,
દીધો એક પોષાકબી તે સમે.
પછી તેની નઝદીક ગુરગીન જ્યાર,
આવી સર મસળ્યું ઝમીને અપાર.
બુરાં કામોની માંફી માગી લીધી,
ને તોબા ભુંડી વાતોનીબી કીધી.
તો બેઝને દુર કીનો દીલથી કીધો,
ન બદલો તેના ગુનાહોનો લીધો.
ઘોડાઓને ઝીનો, ને ઊંઠોએ માલ–
મુકી, પેહર્યું રૂસતમે બખ્તર ખુશાલ.
ને બેઠો રખશ પર, કે સઉ નામદાર,
થયા ગુર્ઝ, શમશીરો, ખેંચી તૈયાર. ૨૧૦૩

૧–યાને મનીઝેહ.

દીધો માલ મોકલી, કીધું ત્યાર કામ,
ઘટે જંગ લાયક, તેવું તે તમામ.

કે અશકશ ગયો માલ સાથે ચતૂર,
તે લશકરની સંભાલ માટે ઝરૂર.

પ્રથમ ચાલી સામનની વંજાર તે,
એકજ પાસબાં જેનો સરદાર તે.

કહયું ત્યારે બેઝનને રૂસતમે આ,
કે અશકશ મનીઝેહની સાથે તું જા.

હું આજ રાતે કીને અફ્રાસેયાબમાં,
ન રેહવશ પીની, ખાંની, કે ખાબમાં.

મધુર ખાબ રોકીશ તેના નાશ પર,
જવશ શાહ કણે કાપી લઈ તેનું સર.

તું જા સંગ મનીઝેહ, તો હું રસ્તખેઝ,
કરૂ આ તુરાંમા, કરી જંગ તેઝ.

કરશ તેના ઘેરે એવું આજ કામ,
હસે તે ઊપર કાલે લશકર તમામ.

જોયો રંજ બેડીનો બહુ [1]ચાહામાં,
ન આવવું ઘટે તુને જંગગાહામાં.

કહયું બેઝને રહુ હરોલે હું આજ,
જો લઓછો કીનો તમ નવો મારે કાજ. ૨૧૦૪

આવેચ યાદ દુઃખો, ને કેદીના બંદ,
જોઇયે જંગમા મુજ જેવો દર્દમંદ.

૧—ચાને બંદીખાને.

## રૂસતમનું સાત પહલવાનો સાથ અફ્રાસિયાબનાં અયવાનમાં શબીખુન મારવું અને તેનું પાછું ફરવું.

ચાલ્યા સાતો જંગીઓ રૂસતમની સાથ,
કે દઈ માલ બાહોશ અશકશને હાથ.

તથા ઝીન ઉપર નાંખી સઉએ લગામ,
દીલેરોએ શમશીર ખેંચી તમામ.

પુગો છેક દરગાહે અફરાસેયાબ,
હતો વખત આરામો કરવાને ખાબ.

મારી હાથ, ને તોડયાં સાંકળો, બંદ,
ધસી ત્યાં ગયો સિંહ મીસાલે બુલંદ.

પકડ ધર થયો ચારે બાજુ પુકાર,
વરસ્યા તીરો, તેગો ચંમકી અપાર.

થયાં જુદાં તનથી દીલેરોના સર,
ધુળે હાથ ભર્યાં, ને મોંહ ખુને તર.

કીધો શોર રૂસતમે દર પર શિતાબ,
તું પર હોજો નાખુશ, ખુશીનો આં ખાબ.

બીઝન ગારમા, તું ઉંધે તખ્તગાહ ?
શું કીલ્લો પોલાદી દીઠો વચ્ચે રાહ ?

છું રૂસતમ, પીસર ઝાબુલી ઝાલનો,
નથી વખત સુવા, કે ખુશ હાલનો.

મેં તોડયા છે બંદ, કયેદખાનું, ને દર,
હતો જ્યાં કે રક્ષાનો પત્થર ઝબર.

છે બેઝનના બંદથી છુટા પગેર સર,
ન કોઈ પાડે દુઃખ એવું દાંમાદ પર.
શું કીનાની જંગમા તે સ્યાવખ્શના?
ન ધુળ બસ હતી પગ તણી, રખ્શના?
કે તેઝી કીધી લેવા બીઝનનો જાન,
છે દીલ તુજ દીવાનું ને ઉંઘ સર મેયાન.
કીધો શોર બીઝને એવો ઝબર,
કે અએ તુરકીએ બેહુદા બદ ગોહર?
બુલંદ તખ્તનો તે, ઝરા કર કેઆસ,
કીધોતો ઉભો જ્યાં મને બાંધી પાસ.
મેંતો માંગી ચિત્તા જેવી તુંથી જંગ,
મારા હાથો બાંધ્યા તુંએ ગોયા સંગ.
હવે જો મને તું આં ખુલ્લે મેદાન,
કે સિંહ મસ્ત લડશે ન મુજથી નિદાન
કીધો ઘરમા અફ્રાસેયાબે પોકાર,
શું બાંધ્યા દીલેરોને ખાબે અપાર?
લીઓ ઘેરી એ સરવેને ચારો પાસ,
નગીના, ને તાજોની, કોંણને છે આસ? ૨૧૦૬
સેપાહોમાંથી જેબી કોઈ ત્યાં જતું,
કપાતું, જતું નાસી, ઝખ્મી થતું.
ઉઠયા દોડ ધાંમોના ચોગમ પુકાર,
વહયું ખુન દરવાઝા ઉપર અપાર.
સેપાહે તુરાંથી જે આવી ગયો,
ઝમાનો જગે તેની ખાલી રહયો.
મંડયા તેઓ કીનો લેવા પર શીતાબ,
ગયો નાસી ઘરમાંથી અફ્રાસીયાબ.

આવ્યો રખશનો વાલી મેહેલે શીતાબ,
કીધા રેશમોના ગલીચા ખરાબ.
પરીચેહેર દાસીઓએ શાહ પરસ્ત,
લીધા દસ્તમાં સઉ દીલેરોના દસ્ત.
ઝરીન ઝીનોના ઘોડા કીંમતી ઝબર,
હતાં જડયાં ચિત્તા ચરમમાં ગોહર.
બાંધ્યો માલ શાહના તે અચેવાનમાં,
વધુ ના રહયા તેઓ તુરાનમાં.
ને ડપટાવ્યા ઘોડાઓ વંજાર પાસ,
રખે કામ ત્યાં કંઇ વધી જાએ ખાસ.
એવો થાકો રૂસતમ તે રાહથી અપાર,
કે સરની કોલાહનોબી લાગતોતો ભાર. ૨૧૦૭
સવારોની રંજો, ને દોડતા રખસ–
થી, એકનાબી તનમા ન ફરતીતી નસ.
મોકળ્યો પયામ ફઓજ પર રૂસતમે,
કે મ્યાંનેથી શમશીરો ખેંચો તમે.
કીનો પુઠે લેવા, મને છે યકીન,
થશે કાળી ઘોડાની નાલે ઝમીન.
સેપાહ ભેગી કરશે અફ્રાસ્યાબબી,
તો નેઝાથી ઢંકાશે આફતાબબી.
કે ચાલ્યા લડાએક સરવે સવાર,
કરી તેઝ પંજા લડાઇમાં ત્યાર.
કીધા ભાલેદારોએ ભાલા તમામ–
સફા, ને લડઈ માટે ફેરવી લગામ.
તલાયો ગયો દુર કરવા નિગાહ,
જોવા લાગો તુરકી સવારોની રાહ.

મનીજેહ હતી બેઠી તંબુમા ખાસ,
હતી રહનુમાં દાસીઓ જેની પાસ.
તેને જોઈ બેઠેલી રૂસતમે શાદ,
તો કીધી તેના બાપની વાત યાદ.
બનેલી કહી વાત રૂસતમે ખાસ,
વેરઈ જાએ કસ્તુરી, છોડે ન વાસ. ૨૧૦૮
એવીજ છે આ ફાંની જગતની રસમ,
ઘડીમા ખુશાળી, ઘડી દર્દો ગમ.

## અફ્રાસિયાબનું રૂસતમની પછાડી લશકર ખેંચવું અને તેની સાથ લડાઈ કરવી તથા રૂસતમના હાથથી અફ્રાસિયાબનું હારી જવું.

ઊઠાવી રહ્યો કોહથી સર આફતાબ,
તો તુરકી સવારોએ બાંધ્યો અસબાબ.
થયા શોરો શર તે શહર દરમેયાન,
ગોયા થઈ ગયા શોરથી બેહરા કાન.
આવ્યા તેઓ દરગાહે અફ્રાસેયાબ,
કમરબ દોએ સફ સમારી શીતાબ.
તેઓ સરવે લડવાને શાંમીલ થયા,
મુલકથી તથા ઘરથી બેદીલ થયા.
દરેકોએ બાંધી લડઇની કમર,
ઇરાંનીથી લેવા કીનો દીલે તર.

તુરાંની બુઝર્ગોએ ખોલી કમર,
ધર્યાં ખાક પર પાદશાહ પાસે સર.
કે ગઈ વાત હદની હવે બાહાર આય,
કર્યે શું હવે કામનો એ ઉપાય?
એવી જંગે, આપણુ ઉપર જાવેદાન,
કે બેઝનના કામોની રેહેશે નિશાન.
નહીં મર્દ આપણુને ગણુશે ઇરાન,
સમજશે, કમરબંદ ઓરત સમાન. ૨૧૦૯
થયો શાહા ચિન્તા મીસાલે ગરમ,
દીધો શર્મ કાજે લડઇનો હુકમ.
હુકમ કીધો પીરાંનને બાંધે [1]કુસ,
છે રંજે ઇરાં આપણાં પર ખસુસ.
પછી વાગી કરનાયો દરગાહે શાહ,
આવી જોશમા શેહેરે તુરાં સેપાહ.
દીલેરોએ સફ ખેંચી અયવાન પાસ,
કે ઘંટ દીંદી, ને વાગી કરનાયો, ખાસ.
સેપાહ ચાલી તે જગ્યે તુરાંથી આય,
ઝમીન ના રહી કેથે દરિયા સિવાય.
તો ચોકીએથી ચોકીદારે તેવાર,
ઝમીં દીઠી દર્યા જેવી જોશદાર.
કહયું આવી રૂસતમ કણે ત્યાર થા,
સિયાહ જગ છે ગર્દે સવારોથી આ.
તો બોલ્યો હમોને નથી તેનો ડર,
હમો છાંટશુ ખાક કુલ હાથ પર.
મનીઝેહની સાથે મોકલ્યો તે માલ,
પેહર્યો પોતે પોશાક જંગનો ખુશાલ.

[1]—ધાને નગારાં.

ચઢી ઉંચે કીધી સેપાહની તપાસ,
માર્યો મસ્ત સિંહ જેવો આવાઝ ખાસ. ૨૧૧૦

કીધી વાત એક, મર્દ જંગીએ યાદ,
કે ચુંગાલે સિંહની શું કોહલું બીસાદ?

અવાઝ એક માર્યો દીલેરોને ખાસ,
કે જંગની શરમ આવી છે આજ પાસ.

છે કયાં તેગ, ભાલાઓ, [1]લોહું ગુઝાર?
છે કયાં ગુર્ઝ ગાવ્યાંની, નેઝા અપાર?

દેખાડવા ઘટે છે હુંનર બેગુમાન,
કીનો લેવો જોઇયે છે જગને મેદાન.

થયા ત્યારે કર્નાયોના ત્યાં પુકાર,
થયો તહમતનબીં રખશ પર સવાર.

આવ્યો કોહથી રૂસતમબી મયેદાં તેવાર,
દેખઈ જો પેલી ફ્રઓજ પાસે જેવાર.
સેપાહ ખેંચી પોહલી જગાની ઊપર,
કીધો કોટ ફરતો પોલાદી ઝબર.

કીધી ત્યાર રૂસતમે એક જંગગાહ,
બની ગેતી ઘોડાની ગર્દે સિયાહ.

કે અશકશ અને ગોસ્તેહમ સીધે હાથ,
ઉભેલા ઘણુંએક સવારોની સાથ.

હતા ડાબી ગમ ઝંગેસાવરાં, રોહામ,
લડાઇને જે તુચ્છ ગણુતા તમામ. ૨૧૧૧

તે પોતે, ને ગેવનો બેઝન, કલબગાહ,
નિગેહબાંને જંગી, સેપાહની પનાહ.

હતો પાહાડ તે ફ્રઓજ પાછળ નિદાન,
ને આગળ દીલેરોબી કીલ્લા સમાન.

9 ૧—યાને લોહાંને વિંધનાર.

સેપાહ જોઈ અફ્રાસિયાબે જેવાર,
ને સરદાર ફીલતનને જોગે તેવાર.
પેહર્યું જંગી બખ્તરબી ખાઇને ગમ,
દીધો ફઓજને ધીર ધરવા હુકમ.
ઉભો રીતથી સફ સમારી લઈ,
હવા થઈ બલુ, ને ઝમીં ના જણઈ.
દીધી ડાબી ગમ ફઓજ પીરાનને,
ને જમણી તરફ જંગી હોમાનને.
શીદેહ ગરસીવઝને દીધી કલ્બગાહ,
અને પોતે કરતો દરેક ગમ નિગાહ.
તહમતનબી ફરતો સેપાહ આસપાસ,
જણાંતો પોલાદી સિયાહ પાહાડ ખાસ.
માર્યો ત્યાંથી ફીલતને ઘોડાને ખાસ,
અને આવ્યો તુરાનના શાહ પાસ.
પુકાર્યો, ઉપર તુરકી બદબખ્તની,
છે અયેબ દેશની, તાજની, તખ્તની. ૨૧૧૨
નથી હામ લડવા દીલેરોની સમ,
સેપાહના દીલેરોમા છે કયાં શરમ?
કીનો લેવા કંઈ વખ્ત આવે છે પાસ,
ઝમીં ઘોડા, મર્દોથી, ઢાંકે છે ખાસ.
સેપાહ તેઝ જંગમા બને છે જેવાર,
તો દેખું છું પીઠ તારી જંગમા તેવાર.
નથી વાત સમજી તેં દસતાનની,
જે વાતોબી કહેલી છે બાસતાનની.
ભર્યું ગોરખરે વન, તો સિંહને શું ડર?
ન ખુરશીદે પોંહચે સિતારા મગર.

તુર્કે કાનો, દીલ, સાબરોના તમામ,
સુને જો વરૂઓના પંજાનુ નામ.
હવામા અગર બાઝ ફ્યલાવે પર,
તો પંજાથી તેના ડરે છે તિતર.
ન થાય કોહલું અઝમાવેયાથી દીલેર,
ન ગોરખરો મેળવે છે ચુંગાલે શેર.
નહીં તું જેવો કમ અકલ શાહ થજો,
થયો, તો ફના શાહીબી થઈ જજો.
કે મુજ હાથે જંગલો મયદાનથી,
ન છુટશે હવે તું તનો જાનથી. ૨૧૧૩
બીધેલા તે તુર્કે સુની વાત આય,
તો ધ્રુંજયો, ભરી એક ઊંડીબી હાય.
થયો ગુસ્સે, ઓ તુરકીઓ પહલવાન!
ખુશીની છે મહફીલ, કે જંગે મયદાન?
કે આ કામે ખેંચો તમે રંજને,
દેવશ રંજ બદલે અતી ગંજને.
કુશીશો કરી એવીતો જંગ કરો,
કે દુશમનો પર ગેતીને તંગ કરો.
પડી કાને સરદારની વાત જયાર,
તો ફઓજી દીલેરોથી ઉઠયો પુકાર.
સિયાહ થઈ ગયો ગર્દથી આફતાબ,
ગોયા ગર્ક થઈ ગેતીબી અંદર આબ.
નગારૂં જો હાથીએ વાગું મુદામ,
ને સરનાઈ, વાંસળીઓ, વાગી તમામ.
ગોયા બખતરોથી પોલાદી દીવાર,
દીલેરોએ મયદાંમા ખેંચી તેવાર.

કીધા પાહાડે પડધા, ને ધ્રુંજ્યું મેદાન,
એ તર્ફી સવારોની આંગે નિદાન.
રહી ધુળમાં ચમકી તલવારો તેઝ,
મચી રહી ગોયા કે બુરી રસ્તખેઝ. ૨૧૧૪
કરાં સમ પોલાદી ગુરૂઝો ઝબર,
વરસ્યા કોલાહ, ટોપ, બખ્તર ઉપર.
કે જુંડાથી રૂસતમના અઝદાહ સુરત,
થયો ચેહેરે ખુરશીદ ઝાંખો તુરત.
તીરોથી ફલકનો છુપાયો ચહર,
ગોયા લાગો ડાંમરબી ખુરશીદ પર.
રખશ મારતો તેહેમતન જે તરફ,
તો છુંદતો સવારોના સર તે તરફ.
ધરી ગાવેચાંની ગુરઝ હાથ મ્યાન,
ને દોડતો નકેલ વિનના ઉંટની સમાન.
આવ્યો કલ્બગાહથી વરૂની મીસાલ,
અને ફઓજ ભારી વિખેરી ખુશાલ.
સવારોના સર ગોયા ઝાહાડોના પાન,
ખર્યાં, બખ્ત ઊંધું થયું બેગુમાન.
કહ્યું નામદરો, ને કુલ પહલવાન,
એ જંગી સવારો, દીલેરે ઇરાન.
શીતાબીથી જંગમાં ધસો નામવર,
ખુની તાજ મુકો તે સરદારો સર.
છે આજેજ કીનાને લેવાનો વખ્ત,
અહરીમનથી ગેતીને ધોવાનો સખ્ત. ૨૧૧૫
પહલવાની કુવત બતાવો નિદાન,
ને મરદીથી પગ નિચે લાવો જહાન.

કરો આજે સરદારો એવી કુશેશ,
જે હસ્તી સુધી રેહેશે જલવઈ હમેશ.

જો પહલવાં દીલેરોએ આં તહમતન-
થી, મરદીના એવા સમજ્યા સુખન.

આવ્યો જમણી બાજુથી અશકશ બાહાર,
ગરસીવઝથી માંગી લડાઈ તેવાર.

ને ગુરગીન, ફરહાદ, જંગી રોહામ,
તોડી ડાબી સફ તુરકી શાહની તમામ.

હરોલે ગયો બેઝને તેઝ દસ્ત,
લડાઇ તેને મનથી મહાફીલે મસ્ત.

લડઇગાહ બની ખુંની દરિયો ઘણો,
પડયો ઝુંડો ઊંધો તુરાં શાહ તણો.

દીઠું શાહે બદ બખ્ત થયલું નિદાન,
ને જોયા મુઆ કુલ દાલેરે તુરાન.
તો હાથેથી શમશીર ફેંકી તેવાર,
થયો એક આસુદા ઘોડે સવાર.

ગયો નાસી તે, ને દીલેરો, તુરાન,
ઇરાનીથી ફાવ્યા ન કીના મેયાન. ૨૧૧૬

પુઠે જેની રૂસતમ ગયો [1]શેરગીર,
ને વરસાવ્યા તે ફઓજ પર ગુર્ઝ તીર.
ગયો ગોયા અઝદાહ બે ફરસંગબી,
કું'ફારાઓ મારી કીધી જંગબી.

હઝાર એક તુરકી લડાયક સવાર,
કે જીવતા ધર્યા જંગમા બેશુમાર.

ફર્યો જંગગાહથી મુકામે ખુશાલ,
કે વેંહચી દીએ ફઓજને સર્વ માલ.

૧—યાને શેરોને પકડનાર.

બાકી બાંધ્યો હાથીએ, બક્ષેશો દઇ,
આવ્યો શાહા પાસે ફ્તેહમંદ થઈ.

## રૂસતમનું તુરાનથી કયખુસરૂની દરગાહમાં પાછું આવવું.

ખબર પાંમી ચુકયો જો શાહે દીલેર,
કે આવેચ ફ્તેહમંદ જંગલથી શેર.
ને બેઝન છુટો કએદ, બંદગી, ઝબર,
નરે અઝદહા વેરીના હાથ પર.
તથા ખાધી છે ફ્ઓજે તુરાંએ હાર,
બની કુલ મુરાદોબી શતરૂની ખ્વાર.
ખુશી થઇને ગેતીના માલેક હઝુર,
આવી સર મસળ્યું ઝમીંને ઝરૂર.
ખબર ગેવ ગોદર્ઝે સમજી એ ખાસ,
ગયા દોડી તે શાહ ફ્તેહમંદ પાસ. ૨૧૧૭
પોકારો થયા, ને મળી ત્યાં સેપાહ,
નગારાં વગાડી ધરી સહુએ રાહ.
ને દરવાઝે સરનઇઓ વાગી અપાર,
ખુશાળીના કીધા સેપાહે પુકાર.
સિયાહ મયદાં ઘોડાની નાલે થયું,
નગારાંઓથી શેહેર ગાજી રહયું.

ગયા સ્વારો કુદતા, અને દોડતા,
ઝમીન દાંતે હાથીઓ ખુબ ખોડતા.
સેપાહની હરોલે સનાઇ, ને [૧]કુસ,
પીઠે ઝુંડા, આગળથી ગોદર્ઝ, તુસ.
કે એક હાથે બાંધેલા ચિત્તા, બબર,
લડાયક સવારો બીજા હાથ પર.
ગયા સાંમા લશકરના પહલવાન પાસ,
ફનેહમંદ શાહે કહયું તેમ ખાસ.
ગયાં ફઓજના ટોળેટોળાં ખુશાલ,
ઝમીં થઈ દીલેરોથી કોહની મીસાલ.
જણાંયો તે ટોળાંથી [૨]બાહદુર જેવાર,
થયા ગેવ ગોદર્ઝ પ્યાદા તેવાર.
તથા બુઝરગોબી ઇરાંની સેપાહ,
બની પ્યાદા સર્વે, ગયા તેની રાહ. ૨૧૧૮
ઊતર્યો તે ઘોડેથી જહાં પહલવાન,
નમન કરવા લાગા ઝઈફો જવાન.
દોઆ ગેવ ગોદર્ઝે કીધી તેપર,
દીલેરોના સરદાર અયે નામવર!
તુંથીજ જંગીઓ થાય છે સિંહ સમાન,
ધરાતું ના તુજ માયાથી આસમાન.
તુને જાવેદાં રેહેજો યઝદાં પનાહ,
તારાં કામે ફરતા રહો મેહેર માહ.
કીધું મારૂ સરવે કુટુંબ તેં ગુલામ,
તુથીજ ગુમ બેટો હું પામ્યો મુદામ.
ગમો દર્દથી તેં છોડવ્યા તમામ,
ઇરાંમા બનાવ્યા છે સઊને ગુલામ.

૧—યાને નગારાં. ૨—યાને રૂસતમ.

પછી બેઠા ઘોડે તે સઉ પહલવાન,
ને ચાલ્યા તે દરગાહે શાહે જહાન.
ને જો શેહેરે ગેતી પનાહ શાહ પાસ,
સેપાહની પનાહ પહલવાં આવ્યો ખાસ.
ગયો સાંમે લેવાને ગેતીનો શાહ,
દીલેરો, ને તાજે વડીલની પનાહ.
જો રૂસતમે, ગેતીનો શાહ ઓરેહમંદ–
દીઠો, સાંમો આવે છે રાહમા બુલંદ. ૨૧૧૯
તો થઈ પ્યાદો ઘોડેથી કીધી નમાઝ,
હતો થાકેલો રંજ, રાહથી, દરાઝ.
બગલગીર થઈ બોલ્યો શાહે જહાન,
ઓ મર્દોના વાલી, બુઝર્ગોના જાન!
ન શમશીરે તુંજ હોતી ખાલી જહાન,
કમર તંગ તારી રહો જાવીદાન.
ધર્યો રૂસતમે દસ્તે બીઝન ખુશાલ,
દોઆ કીધી શાહ પર મુંબેદો મીસાલ.
તેને લાવી સોંફ્યો, ને ઉભો ફરી,
હતી પીઠ વાંકી, તે સીધી કરી.
પછી કએદી તુરકી પેલા એક હઝાર,
લાવ્યો બાંધેલા, શાહા પાસે જેવાર.
દોઆ કીધી ખુસરૂએ તેપર નિદાન,
સદા તુંજ મુરાદે રહો આસમાન.
રહો તુંજ જવાંની, દીલે શાદ પુર,
રહો તન, બદોની બદીઓથી દુર.
છે નેક બખ્ત દસ્તાં, જશે છોડી જહાન,
મુકી તું જેવી યાદ જગમા નિદાન.

મુબારક હો ઝાબુલ, એવું જ્યાંનુ [1]શીર,
કે પાળેચ એવા બાહદુરો, ને દલીર. ૨૧૨૦

સુભાગ્ય દીલેરો, ને શેહેરે ઇરાન,
ધરાવે છે તું જેવો એક પહલવાન.

એ ત્રણથી તો ઝયાદા છું હું ભાગ્યવાન,
કે તું જેવો મુજ તખ્તનો પાસબાન.

સુરજ તક બુલંદ રહી જશે તારાં કામ,
ફેલાયા છે જગમા હુનર તુજ તમામ.

તું વાલી છે તાજો, ઇરાંનો મગર,
ન ચાહતા, રહે ગેતી પળ તું વગર.
ન નિમરૂઝ ખાલી રહો તું વગર,
નથી તું જેવો જોયલો જગને ખબર.

કહયું ગેવને શાહે ગેતીએ ખાસ,
ન તુજ નેકી છુપી છે યઝદાંની પાસ.

કે દાદારે ગેતીએ, રૂસતમને હાથ,
દીધો તારો બેટો ફતેહમંદી સાથ.
ઝમીં ચુંમી બાહદુર ગેવે નિદાન,
ધરાતી ન ડાહપણુથી તારાં, જહાન.

દોઆ કરવા લાગો તે શાહની ઉપર,
ઝમાના સુધી તું જીવો શાદતર.

કે રૂસતમથી સર તારૂ આબાદ રહો,
મુબારક દીલે ઝાલબી શાદ રહો. ૨૧૨૧

ને સરદાર ગુદરઝેબી તેજવાર,
કીધી બેહુ પર આફરીં બેશુમાર.

કહયું ખુસરૂએ ઠાલ ખાનાના લાવ,
અકલમંદોને, બુઝરગોને બોલાવ.

ઉઠયા ખાના પરથી દીલેરો જેવાર,
શરાબોની મહફીલ બનાવી તેવાર.

આવ્યા સાકી મીજલસના સજનારબી,
[1]બાલીદારો, ચંગો વગાડનારબી.

હતાં તાજ કીંમતી જેને સર ખચીત,
સોંનાના બનાવેલાં, ગોંહર જડીત.

હતા ચેહરા રેશમના કપડાંનો રંગ,
વગાડતા પરી જેવા હાથોથી ચંગ.

રકાબી ઝરીન, કસતુરીથી ભરી,
ગુલાબદાંનીબી જેની પાસે ધરી.

પીતો જામ દારૂની એ રીતે ગર,
એવો જોયો શાહ ગેતીએ ના દીગર.

ઝળકતું ખુરેહ શાહી ચેહરા ઉપર,
ગોયા માહ પુનેમનો સીધાં [2]સર્વ પર.

પહલવાનો સઉ કોઈ ખુસરૂ પરસ્ત,
ગયા શાહના અચવાનથી થઇને મસ્ત. ૨૧૨૨

આવ્યો બાંમદાદે તહમતન જો દર,
ખુશી દીલ, અને તંગ બાંધી કમર.

હુકમ લેવા પાછો જવાને મુકામ,
કીધી શાહથી ડાહપણની વાતો તમામ.

લાવે એક પોશાક, બોલ્યો તે શાહ,
ને ગોંહર જડીત એક ડગલો, કોલાહ.

ને એક જામ શાહી ગોંહરોની હાલ,
ઉંટો સો, ઘોડા સો, ઝીનો સાથે માલ.

પરાચેહેરો એક સો કસેલી કમર,
ને સાંકળ સોંનેરીના એકસો નફર.

૧—યાને બાલી પેહેરેલાઓ. ૨—યાને સરવના ઝાહાડ પર.

તે સઉ શાહ ગેતીના વાલીની પાસ,
કે લાવીને હાઝર કરી દીધું ખાસ.

દીધું ઝાબુલી તહમતનને તમામ,
ઝમીં ચુંમી ઉઠયો પહલવાં મુદામ.

કોલાહ તેંણે કયાંની ધરી સર ઉપર,
ને બાંધ્યો કમરબંદ કયાંની કમર.

ગયો તે કરીને દોઆ શાહ ઉપર,
તયારી કીધી સીસતાંની મગર.

બુઝર્ગો, કે સાથે હતા દમ બ દમ,
શું રંજે, શું જંગે, ખુશીએ, ને ગમ. ૨૧૨૩

દીધો હદયો એકકના અંદાઝા સર,
ગયા શાહના અયવાનથી શાદતર.

થયો શાહા ફારેગ એ કામથી,
અને તખ્ત પર બેઠો આરામથી.

બોલાવ્યો, કે આવ્યો, બીઝન તેની પાસ,
કીધી વાતો રંજો, મુસીબતની, ખાસ.

તે તંગ બંદીખાનુ, ને' જંગો જબુન,
વિષે શાહા પાસે કહયા કંઈ સખુન.

તે ગરદીશે બુરા ઝમાનાની ખાસ,
કીધી સરવે વાતોબી ખુસરૂની પાસ.
દયા તેંણી પર શાહે કીધી વળી,
તે બદ બખ્તના રંજો, ગમથી, જળી.

રૂમી સો પોશાકો મંગાવ્યા ખચીત,
સોંનેરી વણુતના, ને ગોંહર જડીત.
તથા તાજ એક, ઠેલીઓ સો, દીનાર,
ગલીચાઓ, દાસીઓ, સઉ ચીઝ અપાર.

કહયું બાદ બેઝનને હદયો આં ખાસ,
તું જા લઈ તે પુનેમના ચંદરની પાસ.
ન દુઃખ દેતો, ના ભુંડું કેહેતો લગાર,
શું વિટયું તે પર, તેનો કરજે વિચાર. ૨૧૨૪
તેણી સાથે જગમા રહી શાદતર,
ઝમાનાની ગરદીશે કરજે નઝર.
ચઢાવે છે એકને ફલક તક ઝરૂર,
ગમો દર્દથી તેને રાખે છે દૂર.
ફલકથી પછી નાંખે છે ખાક પર,
હરેક જા તેને છે ગમો, રંજ, ડર.
જેને પાળે પહેલુમા પ્રેમે અપાર,
પછી તેને નાખે ગરીબીને ગાર.
દીએચ એકને ગારથી તખ્તગાહ,
સુકી સર તેને ગોંહરોની કોલાહ.
નથી શ્રર્મ બદ કામે ગેતીને ખાસ,
ન કોઇને છે ઇઝઝત ઝરા તેની પાસ.
ભલું ભુંડું કરવા તે છે શકિતવાન,
છતાં પ્રિત કોઇની ન રાખે નિદાન.
જગત આય ફાનીનું છે એવું કામ,
બદો, નેકનો, છે જે સાથી તમામ.
દીરમ માટે દુઃખી થતો ના મગર,
ભલું તે, રહે ખુશ દીલે ડાહયો નર.
સુરખ, પાજી, ઝર માટે બનતો ન કહીં,
તને જીવ જીવાડવો છે, દઓલત નહીં. ૨૧૨૫
ન ગંજો, દીરમનો જે લોભી લગાર,
તેનો વખ્ત થાયે ખુશીમા પસાર.

કહી છે તમામ આયે મેં દાસતાન,
જેવી કે મેં સમજી હતી બાસતાન.

થયો કામે બેઝનથી ફારેગ નિદાન,
લખું દાસતાંને ગુદઝોં પિરાન.

ઝમાનો જવાનો છે રડતોજ બસ,
બદો નેંકનો અંત છે એક દીવસ.

તો કાં બાંધે છે લોભની રાહ કમર ?
થશે કામ ગેતીનું લાંબુ ઝબર.
કે અવ્વલતો દાંનઈ, પછી રાસ્ત ધર,
એ બેથી નથી કોઇને પુગતું [1]ઝરર.

છે એક રીતે જોતાં તો મોટઈ દુરસ્ત,
ભલે જાએ અઝદાહના દંમમાબી મસ્ત.

બીજી રીતે રેહેવું ન જગ દરમેયાન,
તો શું નાની, કે મોટી, ફાંની જેહાન.

શું લાલચના પુંજારી ફીનો લેનાર,
કરે કોઈ જગમાં ન તારીફ લગાર.

વળે વાંકુ જો સર્વનું ઝાડ બાગ,
થશે ગુલ ઝરૂર તેનો રોશન ચેરાગ. ૨૧૨૬

ઢીલાં પડશે મુળીયાં, ને કરમાશે પાન,
પ્રથમ તેનુ વાંકુ થશે સર નિદાન.

ઉગી ખાકથી, ખાકમાં જાય છે,
હરેક જા દુઃખો, રંજ, ભય, થાય છે.
સુખી તે, વઝનદાર દાનાવ નર,
જે ગેતીમા છે ફીક્ર, ચિંતા, વગર.

ઉમર લાગે જગમા જો લાંબી થવા,
દુ;ખે તનના માંગે, મરી તે જવા.

૧—યાને નુકસાન.

હર્યાં ગોયા ઊંડો, નથી થાગ જ્યાં,
તેના ભેદી ગંજની છે ચાવીજ ક્યાં?

કે જીવસે વધુ જો તોબી લોભ બસ,
અતિ ભરશે ડાકું તુને એક દીવસ.

જોઇયે ચીઝ ત્રણ, ચાલે ના તે વગર,
ન દે કોઈ ઠપકો તે માટે અગર.

કે ખાવું, ને પેહરવું, ને કરવું ખેરાત,
સિવા એના કરવી નહીં બીજી વાત.

આં ત્રણ સિવા માંગેતો લોભજ ગણાય,
પછી લોભ, લાચારી, સરખું કેહવાય.

તું જાણે છે તુંપર ન રેહેશે જહાન,
કરેચ લોભે કાં દુઃખી જાનો રવાન? ૨૧૨૭

ન કર લોભ, ખા જેબી હોય તારી પાસ,
ઇઝત જાય છે લોભ કરવાથી ખાસ.

સમજતો એવું તુરકીનો શાહા કમ,
દુઃખી લોભથી તે થતો દમ બ દમ.

## અફ્રાસિયાબનું ઇરાન તરફ લશકર મોકળવું.

થયું કામ બેઝનનું પુરૂ શીતાબ,
તો લાગો ફરી નામે અફ્રાસીયાબ.

ફર્યો જંગ મયેદાંનથી તે સમે,
કીધી જો તેપર જગ સિયાહ રૂસતમે.
આવ્યો નાસી બલ્લુખ શેહેરે નિદાન,
શરમથી છુપું મોંહુ શાહો મિયાન.
આવ્યો મેહેલમા તે દીલે પુર તંગ,
અકલમ દોને દીલે ડાહયાઓ સંગ.
જેવા કે પીરાં, ગરસીવઝ [1]રાહ નમુન,
શીદેહ, ને કરાખાન, ને કરસેવુન.
શુ કલબાદ, ફરશીદવર્દ, ને હુમાન,
લડઈનું મગરમચ્છ રૂઈને પીરાન.
ખોલ્યું સર્વ તેઓ કણે દાસતાન,
બનેલી તે વાતોનું કીધું બયાન.
મુકી જયારથી મરદીની મેં કોલાહ,
થયા ફરતા મુજ પર નુરી મેહેર, માહ. ૨૧૨૮
હતો કાબુ મુજ, સરદારો પર તમામ,
ફેરવતું હતું કોઈ ન મારી લગામ.
ને જંગે મનુચહર પછીથી મગર,
ન હાથ નાખ્યો ઇરાંએ, તુરાં ઉપર.
મગર મારા ઘરમા શબેખુન આજ—
કરેચ, આવી ઇરાંથી જીવ લેવા કાજ.
બન્યા છે તે હીચકારા જંગીઓ ખાસ,
ને આવે છે સાબર, સરે સિંહી પાસ.
કર્યે તુર્ત ચારો આં કીનાને કાજ,
નતો કરશે આપણના મુલ્કો તારાજ.
હવે મારે આં મુલ્કની આસપાસ,
કે જોઇયે છે કાસીદો મોકળવા ખાસ.

[1] ... ગરના બતાવનાર

તુરાંથી ને ચીનથી હઝારો હઝાર,
કમર બાંધેલા જંગ માટે સવાર.
કરી ભેગા ઘેર્યે ઇરાની સેપાહ,
સજાવ્યે ચારે તર્ફથી જંગગાહ.
ભલા મુબેદોએ પોતાના વિચાર,
કહયા પોતાના શાહા પાસે તેવાર.
ઘટે પાર [1]જયેહુનને કરવી ખસુસ,
ને ઠોકવાં તે મયદાંનમા શાહી કુસ. ૨૧૨૯
તથા કર્યે આંમુઇને જંગલ મુકામ,
કર્યે કુચ રાતો દીવસની તમામ.
છે તેજ લોહી રેડવા, લડાઇનું ધામ,
તથા ગેવ રૂસતમથી ભીડવાને હામ.
તે મુલ્કોના જીતનારા બાહદુરો મસ્ત,
ઝહરમા છુપા નાખ્યા જેઓએ દસ્ત.
સમજયું જો અફ્રાસીયાબે બયાન,
ખીલ્યું બખ્તબી ને થયો શાદમાન.
પછી દાંનાઓને, અને પહલવાન,
દોઆ દીધી સરદારોની રીત સમાન.
તથા [2]નામાબરને બોલાવીને પાસ,
કહી ઘટતી વાતોબી લખવાને ખાસ.
મોકલ્યા સેપાહમાંથી કાસીદો ખાસ,
કે શાહે ખુતન, શાહા ફગકુર પાસ.
ને મોકલ્યાં નામાઓ મુલ્કોમા હર,
હરેક નામદારો, ને સરદારો પર.
સેપાહ માંગી, જેઓકે ચાહતાતા જંગ,
ને રૂસતમથી દીલબી હતાં જેના તંગ.

૧—એ નામની નદી. ૨—યાને મુનશીને.

બે હફ્તા પછી ચીનથી, ને ખુતન–
થી, એકઠું થયું તુરાંથી અંજુમન. ૨૧૩૦
ઝમીં ઉછળી દર્યા ઉછળતા સમાન,
ન ધરતી દેખઈ કોઇનેબી તે મેયાન.
હતો ટોળો ઘોડાઓનો જે તમામ,
શહરમા તે ટોળાને લાવ્યા મુદામ.
દરેક તુરના વખતનો ગંજ તે,
પેઢી દર પેઢીનો છુપાવેલો જે.
ને ખોલ્યાં ઠેલીઓના મોંઢાંઓ બસ,
દેવા લાગો દીનારો રાતો દીવસ.
જો તૈયાર લશકર બની તે ગયું,
ને પૈસાની હાજત વગરનું થયું.
દીલેરોથી ચુંટયા પચાસેક હઝાર,
લડાઇના કરનારા, આતુર અપાર.
ને શીદેહ હતો જે લડાયેક પીસર,
ઉઠાવતો હતો જંગી સિહોમાં સર.
કહયું તેને કે આં લડાયેક સેપાહ,
તુને આપુ છું જા તું ખારઝમની રાહ.
નિગેહબાં થજે ખારઝમનો મગર,
ને રાખજે લડઈ કાજ બાંધી કમર.
ચીની જંગીઓથી પચાસેક હઝાર,
કહયું બીજા ચુંટે પીરાં નામદાર. ૨૧૩૧
કહયું જા તું શેહેરે ઇરાં આયે વખ્ત,
મારૂ તખ્ત ગોઠવ, નવા શાહને તખ્ત.
ન કરતો કશી વાતે સુલ્લેનું બ્યાન,
ન બોલતો લડાઈ, કીના, વિન ઝબાન.

જે કોઈ રાખે છે સાથે આતશ,ને આબ,
સીતમ, બેહુ પર તે ગણાયે શીતાબ.

વઝનદાર, ચાલાક, બેહુ પહલવાન,
કે એક ઝઈફ, દાંના, ને બીજો જવાન.

ગયા શાહની નસીહત પ્રમાણે નિદાન,
ધીરજવંત બુઢઢો, ને તેઝી જવાન.

ગોરઝ, તેગ, ઘંટાઓ ઝરરીન અપાર,
ગયા કરતા વાદળના જેવા પુકાર.

## કયખુસરૂનું તુરાની લશકરના આવવાથી ખબરદાર થવું અને તેનું ગુદર્ઝને તેઓની લડાઇ માટે મોકળવું.

ખબર પાંમી ચુકયો ફતેહમંદ શાહ,
કે તુરાંથી ઇરાંમાં આવી સેપાહ.

કે બદ નસ્લ, બેદાદ, અફ્રાસેયાબ,
નથી કરતો કીનાથી આરામ, ખાબ.

શરમ દુર કરવા તણી રાખી ચાહ,
ને મોકળી છે ચોગમથી જંગમા સેપાહ.

ઘસે છે તે નેઝાની નોંકે ઝહર,
કે ફેરવે લગામ જેથી ઇરાન પર. ૩૧૩૨

કે ત્રણ લાખ જેના લડાયક સવાર,
છે તૈયાર જયેહુનને કરવા પસાર.
સેપાહ તે, કે જંગો શરમથી નિદાન,
ઉડારે છે જયેહુનથી ગર્દ આસમાન.
દીલેરોથી દરગાહે અફરાસેયાબ,
નગારાંના સાદે નથી કરતા ખાબ.
શું વાંસળીના શોરો, ને ઘંટના પુકાર,
ગોયા દીલથી ઉછળે જગાથી અપાર.
જો આવશે તે ઇરાંને લડવા સેપાહ,
ઉભો જંગી ચિન્તોથી રેહેશે ન રાહ.
પીરાનને છે દીધી આં ઇરાંનની રાહ,
નથી કમતી મોકળી તે સાથે સેપાહ.
ને ખારઝમ તરફથી પચાસેક હઝાર,
ગયા છે કમરબંદ જંગી સવાર.
છે સરદાર શીદેહ જેનો શેરે દીલ,
જે આતશનું ખેંચે છે શમશેરે દીલ.
સેપાહ મસ્ત હાથી જેવી આયે છે,
જેની જંગે પાહાડોથી ઉઠલાયે છે.
સમજ્યું તે જાસુસોથી જો બયાન,
ફીકરમંદ થયો પાદશાહ તે જવાન. ૨૧૩૩
પછી બોલ્યો કે ઓ સુનો અકલમંદ,
સમજ્યું છે દાંનાઓથી મેં બુલંદ.
જો તુરકીનો માહતાબ ચઢશે બુલંદ,
તો ઇરાંના ખુરશીદથી જોશે ગઝંદ.
છુંદી નાખ, ઉંચકે સિયાહ સાંપ સર,
આવે કાઢી સાંમો જો નિકળીને દર.

ખુરાઇનું જે શાહા રોપે દરખત,
તેનાથી ફરેચ પાદશાહી ને બખ્ત.
તુરત દાંનાઓને બોલાવ્યા તમામ,
કહયા તે કણે સાંભળેલા કલામ.
છુપી વાતે બેઠા ઈરાં શાહા પાસ,
બુઝર્ગો, અકલમંદો, જંગીઓ ખાસ.
શુ ગોદર્ઝ, ગેવ, ઝાલ, રૂસતમ, દીલેર,
શું શીદુશ, રોહામ, ફરહાદ, શેર.
શું બેઝન, શું અશકશ, ને શું ગોસ્તેહમ,
શું ગુરગીં, શું ઝંગેહ, ને શું ગઝદેહમ.
ને અવલાદે નઓઝર બુલંદ તસબી,
તુખમ નેક ફરીબોરઝે કાઊસબી.
સીવા એના ફઓજી દીલેરો તમામ,
હતા જેઓ શાહે જહાંના ગુલામ. ૨૧૩૪
કહયું શાહે, જંગીઓ પાસે તે વખ્ત,
લડઈ માગે છે તુરકીઓ લેવા તખ્ત.
સજી ફઓજ શતરૂએ થઈ તેઝ ચંગ,
કર્યે ત્યાર આપણુબી સાંમાને જંગ.
ફરમાવ્યું, તો સરનાઇબી દર ઊપર,
કે વાગી, ઠોકાયાં નગારાં ઝબર.
આવ્યો ચાલી મેહેલેથી મયદાન શાહ,
ને હાથી ઊપર ગોઠવી તખ્તગાહ.
તથા ઘંટ ઠોકયો ચઢી હાથી પર,
ઝમીં ગોયા ગુલ્લી બની ગઈ ઝબર.
ઝમીં થઈ બલુ, ને હવા થઈ સિયાહ,
થયા ગોયા ચિત્તા, દીલેરે સિપાહ.

કીના ભર્યાં દીલો, હતા ગુર્ઝ દસ્ત,
ઝમીં થઈ દીલેરોથી દરિયાવ મસ્ત.

અવાઝ એમ ઊઠયો તે દરગાહે શાહ,
કે અયે પહલવાંનો, ઇરાંની સેપાહ?

જે હોય કોઈ લાયક રેકાબો, લગામ,
નહીં લેવો તેઓએ ઘરમાં આરામ.

હુકમ એ કીધો, રૂમ હીન્દુસેતાન,
લડાયેક સવારો શુરા પહલવાન. ૨૧૩૫

તથા અર્બના નામદારો દીલેર,
સજેલાંઓ હથ્યાર, વિકાળ શેર.

કે જોઇયે છે ત્રણ લાખ બાંધી કમર,
સવારો નેઝેદારોમાથી ઝબર.
જે ચાળીશ દીવસમાં શહા પાસે ગર,
ન આવશે, ન મળશે, કોલાહ તેને સર.

વિખેરઈ ગયા ચોતરફમાં સવાર,
તે લઈ નામું શાહનું, ને કાસીદ અપાર.

એ હફતા પછી આવી હુકમે શહા–
થી, પાયતખ્તમાં જોશ કસ્તી સેપાહ.

આવ્યો જોશમાં મુલ્ક, ફઓજે તમામ,
ને ગેતીથી ઊઠયા પુકારો મુદામ.

કે બાંમદાદે, મુરગાની બાંગોને વખ્ત,
થયા શોર ચોખુટ નગારાંના સખ્ત.

હરેક મુલ્કના દાંનાઓ લઈ સેપાહ,
સફોને ખેંચી પાસ દરગાહે શાહ.
તો ખોલ્યું પુરાંના ખઝાનાનું સર,
સેપાહને દીરમ દેવા માંડયાં ઝબર.

તે શાહના દીનારો, ને ગંજથી, સેપાહ,
મુકી સઊએ માથે ઝરીની કોલાહ. ૨૧૩૬

કે પાખર, ને બખતરથી, પાહડો પોલાદ—
જણાતા હતા, ભેગી ફૌજે આબાદ.

બની કામ પુરૂ સેપાહનું ગયું,
ને શાહનુંબી દીલ તેથી ફારેગ થયું.

અવલતો તે લશકરેથી નામદાર,
સવારોબી શમશીરના ત્રીસ હઝાર.

ચુંટી દીધા રૂસતમને શાહે તેવાર,
ને બોલ્યો કે અયે પહલવાં નામદાર.

કે સીસતાંનની રાહે ખેંચી સેપાહ,
જજે ત્યાંથી હીન્દુસેતાની તું રાહ.

ને ગઝનીથી જા પોંહચી રાહે બરીંન,
ને કર તારાં તાજો, ને તખ્તો, નગીંન.

થશે એક સરખી જો શાહી શીતાબ,
પીસે વાઘ મેઢું જગે એક આબ.

ફરાંમુર્ઝને દેજે મોહોરો, કોલાહ,
પસંદ આવે તેવી તેને દે સેપાહ.
જા વાંસળી, ને સરનઈ, વગાડીને કુસ,
ન કશમીર, કાબુલે, થોભતો ખસુસ.

કારણ કે મારૂ જંગે અફ્રાસેયાબ—
થી, છુટયું છે ખાવું, ને આરામ, ખાબ. ૨૧૩૭

લોહરાસ્પને [૧]ગરચેહ, [૨]અલન માટે [૩]દઈ,
કહયું નેક બુનીયાદ જંગી સવઈ.
તું જા પાહાડ જેવી સેપાહ લઈ અપાર,
દીલેરે સેપાહમાંથી ટોળાંને તાર.

૧-૨-એ નામના શેહેરો. ૩-થાને લશકર દઈ.

લડાઇને લાયકના સરવે સવાર-
ને, લઇ કાઢ તુર્કોના ભેજાંઓ બાહાર.
કે ફરમાવ્યું અશકશનેબી ત્રીસ હઝાર,
સિંહો જેવા નેઝાઓના મારનાર.
તું જા સંગ નગારાંઓની, ખારઝમ,
સેપાહ લઇ ભયાંનક વરૂઓની સમ.
કરે શેહેરે ખારઝમના દર પર મુકામ,
શિદેહ સાથે ઊતરે લડઇમાં તમામ.
સેપાહ ચોથી, ગોદર્ઝને દીધી શાદ,
કહયું કે ઓ બાહદુર, જંગી ઓલાદ.
બુઝર્ગે ઇરાં સંગ જા દમ બ દમ,
શું ગુરગીં, શું ઝંગેહ, અને ગોસ્તેહમ.
શીદુશ, ગેવ, રોહામ, ભરરાદબી,
ગોરાઝેહબી સરદાર, ફરહાદબી.
કહયું કે લડાઇની બાંધે કમર,
અને જાએ તુરાં ઝમીં ઢીલ વગર. ૨૧૩૮
તો સરદાર ગોદર્ઝ કેશવાદગાન,
ને આઝાદગાનો દરેક પહલવાન.
ચઢયા ઝીન પર સુની ફરમાને શાહ,
ને સરદાર ગોદર્ઝ પેશે સેપાહ.
કહયું શાહે ગુદર્ઝને એમ મગર,
કે જાએ છે જંગમા તું બાંધી કમર.
તો જોજે ચલાવતો ના બેદાદને,
મકાં વિરાં કરતો ના આબાદને.
જે કોઇ તુંથી લડવા ન બાંધે કમર,
તેને તું તરફથી ન દેતો [1]ઝરર.

[1]—યાને નુકસાન.

બદી કર્યે આપણ, ખુદા તે ન ચાહાય,
મુસાફર છે આપણ, ને ગેતી [1]સરાય.
સેપાહ જાએ લઇ, મુલ્કે તુરાં અથાગ,
ન મુકતો કદી દીલે ડાહપણે આગ.
જોજે, ઉસકેરાતો ના માનીનદે તુસ,
ન બાંધતો હરેક કામે હાથીએ કુસ.
હરેક કામે હર શખ્સને દેજે દાદ,
ને કરજે તું રબ નેકી દેનારો યાદ.
મોકળજે તું દાંનાવને પીરાં પાસ,
હો યાદદાશત વાળો, ખબરદાર ખાસ. ૨૧૩૯
શિખામણથી તેના ખોલી દેજે કાન,
તે પર કરજે માયાનો સાંચો નિદાન.
કહે શાહને, લશકરનો સરદાર તે,
ફલકથીબી ઝયાદા હુકમ તારો છે.
જવશ હું તેમજ, જે હુકમ છે અગર,
કારણ તું છે શાહે જહાં, હું નફર.
દરે પહલવાં શોર મચ્યો યકીન,
નગારાંના શોરોથી ધ્રુજી ઝમીન.
આવી દમ બ દમ જંગગાહે સેપાહ,
જહાં થઈ સવારોની ગર્દે સેયાહ.
હતા સાહાઠ હાથી હરોલે નિદાન,
ઝબર હાથીઓથી છુંદાતી જહાન.
જે મસ્ત હાથીઓમાંથી જંગીઓ ચાર,
સજી શાહા માટે ને કીધા તઇયાર.
ઝરી તખ્તબી તેની પીઠે ધરી,
જગા તાજો, ફતબાના, શાહની કરી.

૧–યાને મુસાફરખાનુ.

દીધો હુકમ ગોદર્ઝને શાહે ગર,
તો હાથીએ બેઠો ઝરીન તખ્ત પર.
ચલાવ્યા જો હાથી, ઉડી ગર્દ ખાસ,
ફતેહમંદી ચાહી તે યઝ્દાંની પાસ. ૨૧૪૦
ધુંઓ કરશું પીલ્તાંના જીવનોબી એમ,
ઉડી ધુળ હાથીઓના પગની જેમ.
વગર રંજે, શાહના હુકમથી સેપાહ,
કે ચાલી તે મનઝીલો મનઝીલ રાહ.

## ગેવનું ગોદર્ઝ તરફથી પીરાનની નઝદીક પયગામ લઇ જવું.

આવ્યો જયારે ગુદર્ઝ [1]રયબદની પાસ,
તો ચુંટયા સેપાહથી સવારોને ખાસ.
દીલેરોથી નેંઝાકશો એક હઝાર,
ચુંટી લીધા ગરદનકશો નામદાર.
ને દસ નામી ઇરાંનીમાંથી સવાર,
લડાઇને લાયક, સુખનવર તયાર.
કે ગેવને બોલાવ્યો તે સરદારે પાસ,
ને શાહે કીધેલી કહી વાત ખાસ.
કહયું કે એ દાંના મગઝના પીસર,
ઊઠાવે છે સરવેથી ઊંચે તું સર.

 ૧-એ નામનું લડાઇનું મયદાન.

ચુંટી છે સેપાહ તારે લાયક અપાર,
છે સરદારો એકક મુલકના, સવાર.
એમજ, કે તું જાએ તે પીરાન પાસ,
કરે વાત તેથી, સુને તેની ખાસ.
તુ કેહેજે પીરાંને, કે હું લઇ સેપાહ,
ને રયણદમાં આવ્યો છું ફરમાને શાહ. ૨૧૪૧
તારૂ કહેલું, કીધેલ, જાણે છે તું,
સલાહ, દુખ, આફતો, જોઇ છે શું ?
તુરાં શેહેરે સારાં, બદીની કમર,
કસેલી છે શાહ ક્યાંનીઓથી ઝબર.
મુંબારક ફરીદુંને દર્દો, ને ગમ–
થી, ગેતીમા પુર આબ કીધી ચશમ.
ઇરાં દર્દ ભર્યું, ને ગમગીંન શાહ,
કે એરચના સોગે હતો [1]મંદ માહ.
તુરાંન એ થયું તુરથી, ને સલમ–
થી, એરચ ઊપર શું ગુઝર્યો સીતમ.
પોતાને તું એખલો ઇરાંનીઓ પાસ,
વખાણેચ દયાળુ, વફાદાર, ખાસ.
કુઝુલ તુંથી જોડવું દયાનુબી નામ,
દેખાતું ન તુજ દીલ દયાનું મુકામ.
છતાં પાદશાહે, તે શરમાલ ખાસ,
કહ્યુંચ વાત કરવા નરમ તારી પાસ.
અમીરી સિયાવક્ષના વખ્તે તેં બસ,
બુરઇનું નથી રોપ્યું બી કોઇ દીવસ.
બુલંદ છે તારો મરતબો મારી પાસ,
પીદરના ખુંને બેગુનાહ છે તું ખાસ. ૨૧૪૨

૧–ચાને ઝાંખો.

મગર આજ તક તેં કીધા છે ગુનાહ,
જો કે રંજીદા કોઇ નથી કર્યા શાહ.
તે સઉ માફ કરશે તુને શાહ ખુશાલ,
બદી તારી ગણશે તે નેકી મીસાલ.
ન મુજ હાથ ચાહતો બને તું તબાહ,
કીધા છે અગાઉ અનેક જે ગુનાહ.
અફ્રાસ્યાબની જંગ કાજે મગર,
રખે મઓત તેઝી કરે તું ઉપર!
પીસર મારો, ને આં બુઝર્ગે ઇરાન,
તુને કેહેશે મારી શિખામણનું બ્યાન.
જે કેહેવા, તે કેહેજે તેઓને કલામ,
જે પુછવું, તે પુછજે તેઓને તમામ.
ઝબાં તુજ રાસ્તીએ ખુલશે મુદામ,
તો બચશે તું જીવથી, ને રંજે, તમામ.
ઝમીં, મુલ્ક, ખેશીઓ, રેહેશે આબાદ,
થશે મારી શમશીરે ગરદન [1]આઝાદ.
મગર પાછો તુજથી ગુનાહ જો થશે,
નહીં શાહને હાથે બચી જીવ જશે.
કરશ આય જંગથી ન આરામો, ખાબ,
છું હું, ગુર્ઝ, મયદાં, ને અફ્રાસેયાબ. ૨૧૪૩
તેની સાથે મુજ શાહને લડવા મગર,
સેપાહ ત્યાર કરવી ન પડશે ઝબર.
મગર મુજ શિખામણ તું સમજે તમામ,
ને માને આં દાનાઇ ભર્યા કલામ.
પ્રથમ જેણે રોપ્યું કીનાનું શજર,
ચઢાવી છે બોય ખુન રેડવા ઉપર.

૧–યાને મોકળી.

ને લંબાવ્યા હાથો સિયાવક્ષને ખુન,
કીધી ખ્વાર ગેતી સીતમથી જખુન.

તેને અંજુમનથી [1]સગોની મીસાલ,
તું બાંધીને મુજ પાસે મોકળાવે હાલ.

મોકલ્યે હમો તેને નઝદીકે શાહ,
ચાહે સરને કાપે, યા બખ્શે ગુનાહ.

હમારાં છે દફતરે, સરવેના નામ,
શાહા જગ પનાહે જે નોંધ્યાં તમામ.

ન વાત આય સમજી અકલની શું ખાસ ?
કીધી મસ્ત સિહે વરૂની જે પાસ.

જે લંબાવે હાથો ખુને શાહા પર,
જગા તેની ગેતી કરેચ ખાક તર.

બીજું, જે ખઝાનામા છે તારી પાસ,
સિયાહ તારા જીવના તે વેરી છે ખાસ. ૨૧૪૪

તથા કીંમતી ઘોડા, ને ગેંડુર અપાર,
ને રેશમના તાકા, ને તાજો, દીનાર.

શું તલવારો, ટોપો, ને પાખર, તમામ,
શું ખંજરો હીન્દી, ને, બખતર મુદામ.
સેપાહોના હથ્યારો, ચાંદી, ને ઝર,
તું મોકલ હવે મારી પાસે મગર.
લીધું છે જે ઝુલ્મોથી લોકોની પાસ,
કીધું છે જે બદ રાહે ભેગુંબી ખાસ.

કદાચે ખરીદશે તું જેનાથી જાન,
અને રાહ સલાંમત તું જોશે નિદાન.

જેબી શાહા લાયક હશે તેમા ખાસ,
તે મોકલશ હું સઉ, ગેતીના શાહા પાસ.

૧-યાને કુતરાઓની માફક.

બીજો દઇશ વેહેંચી સેપાહને તમામ,
કીધેલા તારા ગુનાહ બદલે મુદામ.
બીજું તારો બેટો, જે વાહલો ઘણો,
નિગેહદાર તખ્તો, નગીના, તણો.
ને બે ભાઈ, સરદારો ફ્ઓજી અગર,
ઉઠાવે છે હર વખ્ત માહતાબે સર.
તે ત્રણદેને આ નામી ટોળાંમા ખાસ,
મોકળ ગીસ્વી દાખલ હવે મારી પાસ. ૨૧૪૫
કે જેથી હું તુજ કામે થાશે નચિંત,
વફાના ફળો આવે ઝાહાડે ખચિત.
હવે તું પસંદ કર આં બે રાહથી ખાસ,
એકજ રાહ લીધાથી જશે શાહા પાસ.
કુતુંબ સાથે તુંબી જશે શાહ પાસ,
રેહેશે તેની માયાનો સાંયામા ખાસ.
તું દીલ કાપ મેહેરે અફ્રાસ્યાબથી,
ન જોતો સિયાહ રાતેબી ખાબથી.
વચન તુને આપુ છું કે તાજવર,
ઊંચું કરશે તુરાંની ખુરશીદથી સર.
ખબર છે તુને તેના દીલની મહર,
તેનાથી તું જોશે ના શાહી વગર.
જો હોય તુને ડર શાહે તુરાનમાં,
ન ચાહતો હોય લાયક તું ઈરાનમાં.
તો તુરાન છોડી અને જા તું [1]ચાજ,
તખત સાગનું લઇને ઝળકાવ તાજ.
મગર છે અફ્રાસ્યાબનો તુને ક્યાસ,
તો લડ ના હમો સાંમે, જા તેની પાસ.

[1]–એ નામનું શહર.

કારણુ જંગ કરવી હમોને છે હાલ,
છે દીલ મારૂ સિંહનુ, ને ચિત્તા ચુંગાલ. ૨૧૪૬
ન રાખશ જગા તખ્તે તુરકીની ગર,
કમાં મારી વાદળ, જેનો મેહે ઝહર.
લડઇના વિચારે, ન સુજે અગર,
ને હોય બેવકુફી, દગા ભર્યું સર.
જો હોય મસ્ત સિંહ સામે તાકાત આ,
તો ઊથ, આવ, લડવાને તૈયાર થા.
અગર બે તરફ ખેંચશે સફ સેપાહ,
જણાંશે ગુનેહગાર, ને બેગુનાહ.
નહીં મારી વાતો સમજશે અગર,
તો એ કામે પસતાવો કરશે ઝબર.
ન પસતાવોબી કામ આવશે અગર,
જો કાપશે કઝાની આં શમશીર સર.
કહયું પહલવાને, પીસરને બયાન,
કે કેહેજે તું પીરાનને દાસતાન.
ગયો ગેવ બલખમાં પીદર પાસથી,
સુખન સખ્ત ગોખી લીધા ખાસથી.
ઊતર્યો, ને કાસીદ રવાંના કીધો,
હતો જેવો ગોદર્ઝે હોકમ દીધો.
સેપાહ તેજ રાતે કીધી ભેગી એક,
પુગો બલ્ખથી તે વીસેહગર્દ છેક. ૨૧૪૭
કે જે શેહેરે, પીરાં હતો સંગ સેપાહ,
જે ઇરાં નુ ચાહતો હતો તાજગાહ.
પુગો પેલો કાસીદ જો પીરાન પાસ,
દીઠો ફૌજે તુરકીના સરદારે ખાસ.

કહયું ગેવ આવ્યો છે હયાં બલખ પાસ,
છે સંગ બુઝરગો, જંગી, બાહદુરો, ખાસ.

સમજ્યું પીરાને, થયો હોશીયાર,
સેપાહના દીલેરોથી ઊઠયા પુકાર.

તો કરનાયો વાગી, ને બંધાયાં કુસ,
ઘોડાઓની નાલે ઝમીં [1]આબનુસ.

સવારોબી એક લાખ ને દસ હઝાર,
ઊભા જંગ કરવાને આવી તૈયાર.

કે બે ભાગ રાખી સેપાહ તે મુકામ,
ગયો તે બોલાવી બુઝર્ગો તમામ.

આવ્યો જ્યારે જયેહુન નદીની તે પાસ,
તો ખેંચી સેપાહ તે નદી પાસ ખાસ.

જયેહુન સાંમે નેઝાની કીધી દીવાર,
કીધાં ગેવનાબી તેંણે ત્યાં દીદાર.

કીધી ઢીલ બે હફતા વાતોની સંગ,
કે ના થાયે બેદાદીથી કોઈ જંગ. ૨૧૪૮

હરેક વાતો પીરાંને સમજી જેવાર,
તો જોયો ગુનાહ તુરકીઓનો અપાર.

ઇરાની બુઝર્ગોએ ખોલી ઝબાન,
ને ફાવ્યા તે તકરારોને દરમેયાન.

કેહવાયું પીરાંએ શીતાબીથી ખાસ,
રવાંનાબી કાસદ કદી શાહા પાસ.
કે ગોદર્ઝ કેશવાદનો લઈ સેપાહ,
મુકીચ તખ્તે ઇરાંથી આવી કોલાહ.
ને આવ્યો છે મુજ પાસે કાસદ મગર,
જે ગેવ, ફઓજનો તોડનારો પીસર.

[1] યાને સિયાહ રંગની.

તારા હુકમપર છે મારૂ દીલ, ને કાન,
વચનથી મુકેલો છે ગીરવી મેં જાન.

ચુકો વાત સમજી આં તુરાંનો શાહ,
દીલેરોથી ચુંટી તેણે એક સેપાહ.

પીરાં પાસે મોકલાવી દીધા સવાર,
પહલવાંનો શમશીરકશો ત્રીસ હઝાર.

કેહવાડયું કે કીનાની શમશીર ઉઠાવ,
ઝમીન સર્વ તેઓથી ખાલી બનાવ.

ન ગોદર્ઝ, કે ગેવ, જોઇયે મુદામ,
ન ફરહાદ, ગુરગીં,ન જંગી રોહામ. ૨૧૪૯

હું આઊ છું લઇને દીલેરે તુરાંન,
કરૂં ખુંની દરિયો, હું શેહેરે ઇરાંન.

અકલથી હવે દાંના, મરદાંને મર્દ—
ની, ચાલીને કાઢશ હું ખુશરૂની ગર્દ.

સેપાહ દીઠી ભારી પીરાંનેબી છેક,
વરૂ જેવા લોહીના તરસ્યા દરેક.

મદદ એવી જોઈ ઊછળ્યો ઝબર,
બન્યો બેઅકલ, ધોયા દીલના હુંનર.

થયું નેંક ખસલતનું દીલ ઝુલ્મગાર,
અંદેશાથી કીધો લડાઇનો વિચાર.

## ગેવનું પીરાનના જવાબ સાથ પાછું ફરવું અને બંધે લશકરે સફ સમારવી.

કહયું ગેવને કે તું ઊઠ પાછો ખાસ,
અને જા તે લશકરના પહલવાન પાસ.
છે ચોગમથી આવી સેપાહ મારી પાસ,
ધરાવે છે તખ્તે ઇરાં ની જે આસ.
કહે મુજથી ચાહતો ન તે ચીઝ અહીં,
કે દાંનાઓ જેને સ્વીકારે નહીં.
કે એકતો દીલેરો, ને નામી તમામ,
તારે હાથ દેવાની છે કોંણને હામ ?
વળી બીજું હથ્યારો, ને કુલ સેપાહ,
તથા ઘોડા કીંમતી, ને તખ્તો કોલાહ. ૨૧૫૦
અને મારો ભાઇબી રઓશન રવાન,
ને પ્યારો પીસર મારોબી પહલવાન.
જેને ચાહે કરવા હમોથી તું દુર,
શું વાત હલકી કરશે એવી [1]બાશહુર ?
ભલું એવી ઝીંદગીથી મરવું અપાર,
કે સરદાર થઇને બનું તાબેદાર ?
કીધી વાત શું એક ચિત્તાએ યાર,
કે લડવા નરે સિંહથી આવ્યો જેવાર.
દીલેરીથી લડતાં મારો જાન જાય,
શરમ ભરી ઝીંદગીથી બેહતર ગણાય.

 [1]-અકલમંદ.

ત્રીજું એ કે આવ્યો છે પયગામે શાહ,
હુકમ સંગ લરાઇના, આવી સેપાહ.
ફર્યો ગેવ, મલ્યો જો એવો જવાબ,
દીલેર, જંગી, બાહદુરો, સાથે શીતાબ.
આવ્યો ગેવ પાછો કે [1]સરદારે ચાર,
કીધી જંગ તઇયારી મારી પુકાર.
આવી લાગો જો તે [2]કનાબદ મુકામ,
સેપાહ ખેંચી કોહની કઢણુમા તમામ.
આવ્યો ગેવ જો બાપ પાસે શીતાબ,
કહયો બોલેબોલ તેનો સરવે જવાબ. ૨૧૫૧
ને ગોદર્ઝને કહે સજીલે સેપાહ,
જયાંબી ચાહે કરવાને તું જંગગાહ.
કારણકે સુલેહમાં નથી તેનું ધ્યાન,
નથી દાદનું તેના દીલમા મકાન.
કીધી તેની સાથે મેં વાતો તમામ,
હતા તુંએ કહેલા, કહયા તે કલામ.
થયો વાંક સાબીત તેનો જેવ઼ર,
તો સાંઢણીનો શાહને મોકલ્યો સવાર.
કે ગોદર્ઝ, ગેવ, આવ્યા કરવાને જંગ,
મોકળ ફઓજ ભારી હવે [3]બેદીરંગ.
સેપાહ શાહે તુરાંથી આવી અપાર,
ઓળંગી નદી, અમો આવ્યા તેવાર.
હશે બાંધ્યાં હાથીએ કીનાના કુસ,
શરૂ કરશે જંગ આપણાંથી ખસુસ.
બોલ્યો ગેવની પાસે [4]તે પહલવાંન,
કે જીવથી ધરાઈ ગયો છે પીરાંન.

૧—યાને પીરાંને ૨—એ નામની પાહડી જગા ૩—યાને વગર ઢીલે ૪—ગુદરઝ

એ લુચ્ચાથી એવીજ હું રાખતોતો આસ,
મગર શાહે ગેતીના હોકમથી ખાસ.
જવુંજ હતું જોઈતું, હતો ના ઉપાય,
ચુકો શાહા દીલ તેનું અઝમાવી આય. ૨૧૫૨
હતી વાતબી મેં કીધી શાહા પાસ,
સેપાહની જો કુચનો હુકમ દીધો ખાસ.
ઊઠાવ દીલને માયાથી તેની નિદાન,
કે સરખાં ન હોય જેના દીલને ઝબાંન.
છે માયાતો પીરાંનની તુરકીઓ સાથ,
ધોવા જોઈયે શાહે હવે તેથી હાથ.
પુઠે ગેવની તુર્ત પીરાં દલેર,
ચલાવી જેને ફ્ઓજ માંનીન્દે શેર.
સેપાહ આવી, ગોદર્ઝે જાણ્યું ખસુસ,
તો રચબદથી વધ્યો તે ઠોકીને કુસ.
આવ્યો પાહાડ છોડીને મયદાંની રાહ,
ને પોહળાં તે મયદાંને ખેંચી સેપાહ.
કીધી ફ્ઓજ મયદાંને આવી તૈયાર,
રાખ્યો પાહાડ લશકરની પીઠે તેવાર.
કનાબદથી પીરાંએ ખેંચી સેપાહ,
તો થઈ દાહાડાની રઓશનીબી સેયાહ.
સેપાહ લાખ એક બખ્તરોના ઝબર,
તુરાંનીમા બાંધેલા જંગની કમર.
ગયા બાંધી કમ્મર લડાઈમાં સખ્ત,
હતી હીંન્દી શમશીરો, નેઝાઓ, દસ્ત. ૨૧૫૩
હતી બે તરફ પાહાડ જેવી સેપાહ,
હતી પેહેરી પોલાદી માંથે કોલાહ.

થયા બાદ કરનાયોનાબી પુકાર,
દેખાતા ગોયા પાહાડ હીલતા અપાર.

કે રયબદ ઝમીંથી, કનાબદ, સેપાહ,
હતાં ખીણો, મયેદાં, બલુ ને સેયાહ.

દીવસ છુપો ગર્દે સેપાહથી ઝબર,
હવાએ ગો નેઝાથી પેહેર્યું બખ્તર.

ને ઘોડાના ખંખારો, ગર્દે સેપાહ–
થી, ઝાંખા બની ગયા ખુરશીદ, માહ.

નેઝાઓ સીતારા, ને તેગ આફતાબ,
પોલાદી ઝમીં, વાદળાં ધુળ શીતાબ.

નિકળતો ઝમીંથી દીલેરોનો સાદ,
ફલક ટોપ, નેઝાથી, બન્યું પોલાદ.

સેપાહ જોઈ ગોદર્ઝે તુરકી જેવાર,
ઊછળતી જે દરિયા મીસાલે અપાર.

કે ઝુંડાના ઝુંડા, ને અફ્રોજો બુલંદ,
થયા રાત સુધી ન પાહાડેથી બંદ.

સિયાહ રાત થઈ, હાથીઓ ફઓજ પાસ,
કે લાવી કીધો બંધ રસ્તોબી ખાસ. ૨૧૫૪

ને થઈ રઓશની બે તરફથી મુદામ,
લડાયક દીલેરોના શોરે તમામ–

ગો ભર્યો, શયેતાંથી ઝમાનો ખરો,
કે દાંમનથી આંસ્તીં સુધી બખ્તરો.

નગારાંનાં શોરોથી પત્થર તણાં,
સિયાહ રાતે દીલબી ચીરાતાં ઘણાં.

સુફેદી જો નિકળી તે કોહથી સિયાહ,
આવ્યો ઇરાં સરદાર વેશે સિપાહ.

ને બેઠો તે આસુદા ઘોડાએ ખાસ,
ગોઠવ્યા દીલેરોનેબી ચારો પાસ.

હતો ફ્રઓજની સીધી ગમ કોહ બચિત,
હતો જે દીલેરોની જંગે નચિત.

તરફ ડાબી, વેહેતી નદીબી મુદામ,
જે લાયક શરીર આંતમાંને તમામ.

પીઠે ભાલેદારોની, પ્યાદા સવાર,
હતા બખ્તરી, પોલાદી તીર ગુઝાર.

હતા જંગ લાયક જે પ્યાદા અપાર,
કહયું તેને રેહવાને પેશે સવાર.

કે સફ નેઝેદારોએ ખેંચી મુદામ,
ને ઢાલદારો ઉંટના સવારે, તમામ. ૨૧૫૫

કમાનોબી જુલતી હતી બાઝુ પર,
હતું ખુનબી જોશ કરતું જીગર.

હતા જેઓની પીઠે બાહદુરે જંગ,
મિટાવતા જે ખંજરે, આતશનો રંગ.

હતા પીઠે હાથી ગોયા પાહાડ મસ્ત,
ઝમીં ઝેર હતી જેના કદમોથી સખ્ત.

મુબારક હતો ઝુંડો વચ્ચે સેપાહ,
ઝળકતો જે ગોંહરોથી ગોયા માહ.

ને પોલાદી શમશીરોનો શું ઊજાસ!
નિંચે કાવેયાંની તે ઝુંડાની ખાસ.

ગોયા કાળા ચેહરાની રાતને વખત,
કે વરસાવે આંસ્માં સિતારા સખત.

સેપાહ બેહેશ્ત જેવી સજાવી સફા,
સરવ રોપ્યું કીનાનું બાગે વફા.

તરફ જમણી સોંફી ફરીબોર્ઝ હાથ,
હજીરને પુઠે રાખ્યો અસબાબ સાથ.

ને જંગી ગેરાઝેહ, તુખમ ગેવગાંન,
ઝવારહ, તખત કયાંનીનો પાસબાંન.

મદદમાં ફરીબોર્ઝની જે ગયા,
સેપાહ એક તરફથી સજાવી રહયા. ૨૧૫૬

કહે એમ રોહાંમને પહલવાંન,
કે અય લાડકા, તખ્ત તાજે કયાંન!

તરફ ડાબી લઈ જા સવારો શીતાબ,
ગેયા મેષમાં નઉરૂઝી આફતાબ.

સેપાહ તારા દબદબે રોશન તું કર,
ને સાંયા તળે રાખ લશકર ઝબર.

દીલેરીને બાળનારાં ખંજરથી હાલ,
દીલેરોથી લડ મસ્ત સિંહની મીસાલ.

મદદગારો સાથે ગયા દમ બ દમ,
જેમાં ફ્રૂઓજી પહલવાનોથી ગોસ્તેહુમ.

દીગર ગઝદેહુમ, જંગ નથી જે વગર,
ફેરૂહલ, ફ્લક તિરે વિંધતો ઝબર.
કીધો હુકમ તો ગેવ સંગ દસ હઝાર,
ગયા પાખરો સાથેના જે સવાર.

સેપાહની પીઠે તેને રાખ્યો મુદામ,
હતું જે લડાયક દીલેરોનું ધામ.
ગયા ગેવ સંગ જંગીઓ પહલવાન,
શું ગુરગીન શું ઝંગએ શાવરાન.

કે ઝુંડો, ને મોકલ્યા ત્રણસો સવાર,
નદી તર્ફની ફ્રૂઓજના ચોકીદાર. ૨૧૫૭

રવાના વળી કીધો તે પાહાડ પાસ,
કે ઝુંડો, ને ત્રણસો સવારોને ખાસ.
તથા ચોકીબાંન એક તે પાહાડ પર,
આવી સઉ સેપાહથી કીધું ઊંચે સર.
ઊંચી ધરતો ગરદન જે રાતો દીવસ,
નિગાહ ફેંકતો ચોકીગાહથી સરસ.
તપાસતો હતો રાહે તુરકી સેપાહ,
ને જોતો તે, કીડીબી ચાલતી જો રાહ.
તો ચોકીથી કરતો પુકારો ઝબર,
ને ગોદર્ઝને તેની કરતો ખબર.
સજી એવી રીતે તેંણે જંગગાહ,
કે ચાહતા લડાઇબી ખુરશીદો માહ.
જો હોય જંગ લાયેક અફસર અગર,
મગરનોબી કરતી નથી ફઓજ ડર.
ઉભો આવી સરદારની [1] તે જગાહ,
કે દુશમનથી રાખે સેપાહ પર નિગાહ.
દીલ અફરોઝ ઝુંડોબી ઊંચે ધરી,
દીલેરોની જગ્યા હરોલે કરી.
ને બોલાવ્યા સરદારો પોતાની પાસ,
પછાડી શીદુશ, પેશ ફરહાદ ખાસ. ૨૧૫૮
ને સરદાર ગુદર્ઝ હતો દરમેયાન,
સાંચો કરતો ઝુંડો જેપર કાવેયાન.
હતો ઝયાદા માહ મેહેરના નુરથી,
પીરાંને દીઠી તે સેપાહ દુરથી.
એવી તૈયારી, ગોઠવણો લશકરી-
થી, દીલ ફીક્ર ચિંતાએથી દુર કરી.

૧—યાને ગોદરઝ.

ખીણો, મયદાં, કોહ, જંગલો, નેઓ પુર,
લગામ એક બીજાથી જોડેલી ઝરૂર.
થયો ગમગીં તુરાંની સરદાર સખ્ત,
થયો ગુસ્સે, બન્યું સિયાહ તેઝ બખ્ત.
કીધી ફઓજ માટે જગા પર નિગાહ,
ન મરઝી મુજબની દીઠી જંગગાહ.
ન સફની જગા જોઈ જંગને મેદાન,
માર્યો હાથ પર હાથ ગુસ્સા મેયાન.
પડી ધીર ધરવી, જેમ આયો અગર,
કરવો પડયો હુમ્લો દીલેરો ઊપર.
પછી નામવર જંગીઓમા તમામ,
હતા જેઓ આતુર જંગના મુદામ.
પછી જંગબાહાદુરે અફ્રાસેયાબ,
હતા જેમા કીનો લેવા જે શીતાબ. ૨૧૫૯
લીધા ચુંટી શમશીરકશો ત્રીસ હઝાર,
હતા જે લડાઇને લાયક અપાર.
દીધી તેણે હોમાનને કલ્બગાહ,
જે સિંહોને મારનારો જંગી સેપાહ.
ગોઠવવા સેપાહ ડાબે, ને રાસ્તને,
તેર્યાં અનદરીમાન, અખવાસ્તને.
ડાબી તર્ફ જંગની, તેને સોંફી યાર,
ને જંગી પહલવાનોબી ત્રીસ હઝાર.
લહાક જંગી, ને ફરશીવર્દ, તેવાર,
પહલવાં દીલેરોની સંગ ત્રીસ હઝાર.
જગા જમણી બાઝુ પોતાની લીધી,
હથ્યારોએ ફઓજી, સિયાહ જગ કીધી.

ને ઝંનગુલેહુ જંગી, ને કલબાદને,
સેપેહરમ, જે પુગતોતો ફરીયાદને.
મોકલ્યા નેઝેહદારો સંગ દસ હઝાર,
તે ખંજરગુઝારોની પીઠે સવાર.
પડ્યો બાહાર રૂઇનબી રૂઇનતન,
કે લઈ દસ હઝાર પહલવાંને ખુતન.
જેથી બોહળાં તે જંગલે ગોયા શેર,
કમીગાહ કરે સંગ જંગી દીલેર.
તલાયાને મોકળે નદી, કોહો, પર,
ડરે જેથી સરદારે ઇરાં ઝબર.
જો આગળ તે જંગગાહા દગલું ભરે,
ને આગળ ને આગળ તે વધ્યા કરે.
તો સરદાર રૂઇનબી ગોયા શેર,
પડે ટુટી પીઠે બનીને દીલેર.
મુકયો ચોકીબાં પાહાડ પરબી તે સાત,
દીસે ચોકી, ને ગણુતો તારાઓ રાત.
સવાર દુરથી કોઈ ઇરાંની જો ખાસ,
ફેરવતો લગામ તુરકી સરદાર પાસ.
તો કરતો પુકારો તુરત ચોકીબાંન,
ને લાવતો હતો જોશમા કુલ જહાંન.
ઉભી સાંમસાંમી સેપાહુ બે મુદામ,
લડાયક, અને નામદારો, તમામ.
ઊભા એમ ત્રણ રાત, ને ત્રણ દીવસ,
ગોયા કોઠ એકનોબી હીલતો ન બસ.
ગુદર્ઝે વિચાર્યું જગા મારી ખાસ,
હઠીને જો આપુ છું દુશમનો પાસ.

ફરીવળશે મારી પુઠે ફઓજ આય,
કરશ કંઈ ન હું, હાથ ઘસવા સિવાય. ૨૧૬૧

ઉભો રાત દહાડો સેપાહ પાસ છેક,
મહર માહના જોતો ચોઘડયાં દરેક.

કીઓ નેક છે જંગ માટે દીવસ,
ને હુમ્લાનું છે કોણને માટે સરસ.

પવન ક્યાં ફુંકાશે લડાઈમાં આય,
કે આંખો સવારોની ધુળે ભરાય.

તો ફાવું કદાચે આં દુશમનો પર,
સેપાહ લઈ હવા સમ ધસું હું ઝબર.

પેલી તર્ફ પીરાંન આતુર થાય,
કયારે દીલે ગોદર્ઝ ગુસ્સે ભરાય.

કરે પીઠ ખાલી, ચલાવી સેપાહ,
કમીગાહ બને કરવા, પીઠેની રાહ.

## બીઝનનું લડાઇની ઢીલ માટે ગુસ્સે થવું અને તેણે પોતાના બાપ ગેવ સાથ વાતચિત કરવી.

કે ચોથે દીવસ પીઠેથી તે સેપાહ-
ની, આવ્યો બીઝન ગેવનો કલ્બગાહ.

આવ્યો ચાક કપડાં કરી બાપ પાસ,
ફલક તક ઉડારતો અતી ખાક ખાસ.

ને બોલ્યો કે અયે મારા દાંના પિદર!
કરે છે શું ફોકટ ઉભો રહી મગર?
કે દીન પાંચમો પાસ આવ્યો છે બસ,
વગર જંગે જાયે છે રાતો દીવસ. ૨૧૬૨
ન જોઇ ખુરશીદે તેગે જંગી ઝબર,
ન એકબી ઉડી ધુળ હવાની ઊપર.
સવારો છે બખ્તર, ને ટોપોના, બસ,
ઉછળતું નથી ખુન એકનીબી નસ.
છે બોજા તળે સઉ દીલેરો હજી,
નથી જે કે બેઠા બદનને સજી.
કે ઇરાનમાં રૂસતમે નામદાર—
પછી, જેવો ગુદર્ઝ હતો ના સવાર.
ફર્યો પાછો જંગે પશનથી મગર,
લડઇગાહથી, ને કત્લથી, તે ઝબર.
ને લાદનમા જોયા મુવા કંઈ પીસર,
દીઠું બખ્તે ઇરાં ફરેલું ઝબર.
તો છે ઝખ્મી દીલ, ગુમ દાનઇની રાહ,
નથી ચાહતો જોવા ફરી જંગગાહ.
ઘટે તેની ઝઇફીએ કરવા નઝર,
કીધું જો બુલંદ આંસમાં સુધી સર.
ગણે ના જે સરદાર લશકર તણે,
ને માહતાબ પાસેના તારા ગણે.
તો જાણુજે બદનમા નથી તેના ખુન,
છે કાયર દીલેરોની જંગે ઝબુન. ૨૧૬૩
નવાઈ નથી દાંના ગોદર્ઝ કાજ,
નથી આં ઠેકાણે તેનું ધ્યાન આજ.

મગર છું અજબ તુને જોઈ પીદર,
શિખે છે નરે સિંહબી તુંથી હુંનર.
તારી પર છે બંધે સેપાહની નઝર,
કરી ગુસ્સો તું મગ્ઝને તેઝ કર.
હવા થઈ છે રોશન, ગરમ થઈ જહાન,
થશે જંગ ફતેહ ફઓજની બેગુમાન.
ખુશીનો જો હંગામ વિટશે યકીન,
શિયાળાથી પોલાદ બનશે ઝમીન.
તો નેઝાઓ પર હાથ બંધઈ જશે,
પછાડી બરફ, જંગ આગળ થશે.
દીલેરોથી કોણ આય પેશે સેપાહ?
ઊતરશે લડાઇમાં આં જંગગાહ?
અગર હોય ડરતો કમિગાહથી તું,
લડાયેકોથી, ને કીનેખાહથી તું.
તો આપી દે મુજને સવાર એક હઝાર,
ચુંટેલા મારા, જંગ લાયક અપાર.
ઊડારશું કમિગાહની ધુળબી ઝબર,
ને માહતાબે છાંટીશું તેઓના સર. ૨૧૬૪
હસ્યો ગેવ બેઝનને કેહેવે મગર,
દોઆ બહુ કીધી જંગી બેટા ઊપર.
કહયું દાદગરને કરીને સેપાસ,
દીધો તેં મને બેટો નેકી શેનાસ.
કીધો ગ્નાંની ને ઝોરેમંદ દીનદાર,
હરેક વાત જાણનારો જંગી અપાર.
પડયો છે આ મુજ પર દેલાવર જવાન,
દેલેરોના બચ્ચાંઓ હોય તે સમાન.

કે બોલ્યો છે માંહા કણે મર્દ શેર,
ન આપણનું ફરઝંદ નિકળે દીલેર.
તો કાપીશું માયા સગાઇબી પાક,
ન તો બાપ પાણી ને માહરબી ખાક.
તે માટે ઝબાંને દરાઝ એ પીસર,
ઝબાં એવી ના કર નેયાગાંન પર.
તે સૌથી અકલમંદ ખબરદાર છે,
સેપાહ નામેવરનો જે સરદાર છે.
ઘડાયલો ઝમાનાનો જે કોઇ તમામ,
ઝરૂર શું શીખવવા તેને કોઈ કામ.
છે બોજા તળે આપણાં જો સવાર,
તો તુર્કી નથી રંગીં કપડે તૈયાર. ૨૧૬૫
બધા છીયે બદ બખ્ત બરગશ્તે સર,
ખુને ભર્યાં દીલ, આંખ આંસુએ તર.
એવું ચાહે છે આ ઝઇફ પુર અકલ,
કે પગ મુકે તુર્કીઓ જંગમા અવલ.
અગર પીઠ કોહથી તેની દુર થાય,
તો કીના ભરી ફૌજબી પુઠે જાય.
કે ગોદર્ઝનો ગુર્ઝ જોશે મુદામ,
ખુદાવે છે તે કેમ મયેદાં તમામ.
વળી નેક બદ તે સેતારા ગણી,
કરેચ ગંતી આંસ્માના ચક્રો તણી.
ને આવશે તે નેકવખ્ત જ્યારે નિદાન,
તો કરશે તે તુર્કીથી ખાલી જહાન.
કહયું ત્યારે બેઝને પેશે પીદર,
કે અયે પહલવાંને જહાં સર બ સર.

જો છે એ મુબારક વડીલનો વિચાર,
તો બખ્તરને સજવું ન લાઝમ લગાર.
હું જઇ કાઢુ કપડાંઓ જંગના શીતાબ,
શરાબે કરૂ ઝર્દ ચેહેરો ગુલાબ.
અગર પડશે પેહેલવાને ગેતીને કામ,
કમરબાંધી આવશ હું જંગમા તમામ. ૨૧૬૬

## હુમાનનું પીરાનને લડાઇની ઢીલ માટે ઠપકો આપવું.

તેમજ ફ્રુઓજે તુરકીથી હોમાં દલેર,
આવ્યો ભાઇ પાસે મીસાલે તે શેર.
એ પહલવાને સરદાર અફ્રાસેયાબ,
થયા જંગે આતુર છીયે હમ શીતાબ.
આવ્યો પાંચમો દી થવાને પસાર,
કમર બાંધી આટલા છે જંગમા સવાર.
ઘસાયાં કીને દીલ, ને લોઢે કમર,
લગાડી છે ફ્રુઓજે ઇરાં પર નઝર.
સેપાહ રાખી કાં સામસામી મગર,
શું છે ખ્યાલ દીલમાં તે ખુલ્લું તું કર.
વિચાર હોય જંગનો, લડાઈ તું કર,
ન થોભીજા, પાછો જવા ચાહે ગર.

પુગેચ એથી શર્મી તુને પહલવાન,
હસેચ તારાં કામે ઝઈફો જવાન.
છે તેજ આં સેપાહ, કે જે આપણુની જંગ-
થી નાંઠી, ને ઉડયોતો ચેહેરાનો રંગ.
જેના મુર્દાઓથી ભરાયું મેદાન,
ઝમીં સારી લોહીની નદીના સમાન.
થયો જંગી એક આપણો કમ નથી,
વળી સાંમે પહલવાન રૂસ્તમ નથી. ૨૧૯૭
ન હોય ખુન રેડવા તારો ખ્યાલ કોય,
સેપાહબી ચલાવા તું ચાહતો ન હોય.
દીલેરોથી એક ભાગ ચુંટી મુદામ,
મને આપી જો મારૂ મર્યેદાને કામ.
પીરાંને હોંમાની સુની વાત અગર,
કહયું કે ઉતાવળ ને તુંન્દી ન કર.
સમજ ભાઈ, કે [1]આં લડાએક ખાસ,
એવી ફુઓજ લઈ આવ્યો છે મારી પાસ.
ચુંટેલો છે ખુસરૂના દાંનાઓ મ્યાન,
દીલેરોનો સર્દાર છે પહલવાન.
એકતો આંપણા શાહથી કયખુસરો ખાસ.
સર અફરાઝ છે અંજુમન્નીબી પાસ.
બીજું એ કે શાહના દીલેરો મેયાન,
ન જાણુતો હુ ગોદર્ઝ જેવો મહાન.
દીલેરી, ને મર્દાનગી, દરમેયાન,
સલાહમાં, ને દાંનાઈમાં, તે સમાન.
ત્રીજું રાખે છે દાવોથી પુર જીગર,
બેટાઓના દર્દે છે દીલ ખુને તર.

૧--યાને ગોદર્ઝ.

આણ્યા છોડી, તનથી તેના કાપી સર,
બેસાડી છે ધુળ લોહીથી ધર્તી પર. ૨૧૬૮

જેથી જ્યાં સુધી તેના તનમાં છે જાન,
ઉછળશે કીના માટે સાંપો સમાન.

ને ચોથું સેપાહ બે, કોહો બે મેયાન,
કે લાવી ને ભેગી કીધી બેગુમાન.

ગમે ત્યાંથી જો તું મગર રાહ નથી,
કરી ખ્યાલ જો રંજ કોતાહ નથી.

કરવી જોઇયે કોશીશો એવી મગર,
કે પાહાડેથી આવે તે રસ્તા ઉપર.

તેઓ ઢીલ કરશે, જો થાકી જશે,
પછી જંગ કરવાને આગળ થશે.

સેપાહ પાહાડથી કાઢશે જો અગર,
કરશ મેંહે તીરોમો તેઓને સર.

ઘેરી લઇશું વચ્ચે દીવાલો સમાન,
ગોયા મસ્ત સિંહ લેશું તેઓના જાન.

તો ફાવીશું તેઓ પર આપણુ તમામ,
થશે આપણું ઊચું ખુરશીદે નામ.

તું સર્દાર શાહનો, સેપાહની પનાહ,
ફલકથી, શનિથી, ઊંચે તુજ કોલાહ.

બુલંદ નામની હોય જે કોઇને આસ,
ઘટે ના ફરે લોભની આસપાસ. ૨૧૬૯

બીજું જંગમા તે દીલેરોથી ખાસ,
ન આવશે તું ઘુરરાતા ચિત્તાની પાસ.

લડાયેકોમા જેઓ હલકા ઠરેચ,
દીલેરોની જંગે ઉતાવળ કરેચ.

સેપાહથી તે લડવા મોકળશે તું પાસ,
તું ફાવશે તેઓની ઊપર તોએ ખાસ.
થવાનું નથી નામ તારૂ બુલંદ,
ન પુગવાનો ઈરાંનીઓને ગઝંદ.
મગર તું ઉપર ફાવી કરશે જો ખુન,
થશે ખ્વાર તુર્કી દીલેરો ઝબુન.
તેની વાતે હોમાને કીધી નઝર,
તો મુર્ખાઇ ભર્યું કામ ગણ્યું ઝબર.
દીધો જવાબ ઇરાં સવારોથી ખાસ,
લડાઇમાં કોંણ આવશે મારી પાસ.
તુને ટેવ માયાની હુંમેશ છે,
મને તો લડાઇની ખાહેશ છે.
નહીં હોય જંગનું જો તારૂ ધેયાન,
નહીં હોય આતીશે જંગ તારે જાન.
તો જઈ તેજી ઘોડાએ ઝીનને ધરશ,
અને બાંમદાદે લડાઈ કરશ. ૨૧૭૦

## હુમાનનું ઇરાનના લશકરની નઝદીક આવવું અને પોતાનો હરીફ માગવો.

આવ્યો જ્યારે તે છાવણી દરમેયાન,
તો કકડાવ્યા દાંતોને ભુંડો સમાન.

થયો જીન પર સ્વાર બાંમદાદે છેક,
ગોયા સિંહ, અને સંગ નવીશંદો એક.
આવ્યો જ્યારે તે, પાસે ઇરાં સેપાહ,
ભર્યું જંગથી દીલ, ને સર કીને શાહ.
ગયો જંગમા, તે સુનીને પીરાન–
ઊપર થઇ ગઇ તંગ ગમથી જહાન.
હુમાંના તે કામે ઊછળ્યું જીગર,
આવી બાપની યાદ વાતો મગર.
કે દાંના ધરેચ ધીર કામોમા હર,
લડાઈમા લાવતો નથી શર્મ સર.
પ્રથમ હલકો તુંદી કરી જાય છે,
મગર તેના છેવટથી પસ્તાય છે.
જેને સર નથી મગ્ઝ તેની ઝબાન–
થી, મોતીબી વર્સે તો ફોકટ નિદાન.
આ તુંદીથી હુમાંનેને જંગમા અગર,
નફો શું થશે તે ન જાણું મગર.
તે ગેતીનો રબ દાદ લેનાર થાય,
ન કોઇ યાર જોતો હું તેના સિવાય. ૨૧૭૧
કે વીસેહુનો હુમાન તે જંગગાહ,
જ્યાં ગુદર્ઝે કશ્વાદ હતો સંગ સેપાહ.
આવ્યો કે શોધે જંગ સંગ નામદાર,
તો સાંમે ગયો ફઓજનો ચોકીદાર.
આવ્યો તે તલાયો દુભાષિયાની પાસ,
પડયા વેહમે ઇરાં સવારોબી ખાસ.
પુછયું, કીના ભર્યો દીલેર પહલવાન,
આવ્યો છે જો બેહુદી રીતે મેદાન.

જવા ક્યાં તે માંગે છે કાસદ સમાન,
કમંદ ઝીને છે ગુર્ઝબી હાથ મ્યાન.
તો બોલ્યો દુભાષિયો ઇરાંનીઓ પાસ,
વખત તેગ ભાલા ગુરઝનો છે ખાસ.
કે આં નામબર્દાર છે શેરે નર,
જે માંગે છે તમથી લડાઈ ઝબર.
છે વીસેહનો સર્દાર નામે હુમાન,
જેની તેગનું શેરદીલનું છે મ્યાન.
દીઠો ગુર્ઝ ઇરાંનીઓએ અગર,
ખુલંદ શાહી કદ, બાંધવી તે કમર.
લડાઇથી હાથો નેઝેદારના,
અટકયા રોઆબે તે નામદારના. ૨૧૭૨
ફર્યા પાછા તે પાસેથી સર્વ ખાસ,
અને ચાલ્યા પેલા દુભાષ્યાની પાસ.
તું જઇ, તુર્ક ભાષામા હોમાન પાસ,
ને કહે વાત સર્વે હમારી આ ખાસ.
નથી તુંથી જંગનો અમોને વિચાર,
નથી હુકમે જંગ ગોદરઝથી લગાર.
છે રાહ ખુલ્લી, માંગે લડાઈ જો ખાસ,
સેપાહના પહલવાન નામીની પાસ.
ને સર્દારે ગર્દનકશો પહલવાન-
ની, હોમાનને દીધી સર્વ નિશાન.
છે કોંણ પહલવાનો, ને છે કયાં સેપાહ?
છે કોણ ડાબી જમણી સેપાની પનાહ?
પેલી તર્ફ દોડનારી સાંઢણીબી ખાસ,
તલાયાએ મોકળી પહુલવાન પાસ.

લડઇગાહથી હુમાન ચિત્તા સમાન,
કે આવ્યો છે લડવા તુથી પહલવાન.
તલાયા કહ્યું આવ્યો હુમાન ખાસ,
તુરત તે ગયો દોડી રોહામ પાસ.
દીધો તે જગાએ પુકાર એક સખ્ત,
કે ઓ બેટા સરદારે બેદાર બખ્ત. ૨૧૭૩
ફેરવ આં લડાઇને મયેદાં લગામ,
ઉભી સફ સમારી સેપાહ બે તમામ.
તું ચુંગાલે સિંહ, ડાબી ગમની સેપાહ,
તું સર્દારે ઇરાં છે પુશ્તો પનાહ.
મારી જંગે આવવું ઘટે તુને ખાસ,
ગમે કોહો મયેદાં કે દર્યાની પાસ.
અગર તું ન આવે મગર ગોસ્તેહમ,
કે આવે ફેરુહેલ સંગ દમ બ દમ.
દીલેરોથી કોણ ચાહે છે મારી જંગ?
ગુરઝ ભારી નેઝા ને તેગોની સંગ.
જે આવશે મારી સાંમે લડવા યકીન,
ઝમાનો તેને કરશે ગારત ઝમીન.
જુએ જંગમા જો મારી તેગ ગમ,
તો ફાટે દીલે શેર ચિત્તા ચરમ.
જવાબ એવો રોહાંમે દીધો તેવાર,
અરે! ઓ લડાયક અને નામદાર.
તુને ગણુતા દાંનાવ તુર્કી મેયાન,
જણાયો તું ઉલટોજ તેની નિદાન.
કે તનહા તું આવી ઉભો જંગગાહ,
દેલાવર બની આયો પેશે સેપાહ. ૨૧૭૪

તું સમજે છે ગેતીમા કોઈ તેગદાર,
ન બાંધશે કમર તારા જેવી સવાર.
કેહવત શાહોની ધ્યાંનમાં કાંઈ લાવ,
ને ડાહપણના ફંદાથી ગર્દન બચાવ.
પ્રથમ આવે છે કોઇબી જંગગાહ,
ન જોવી તેને પાછા ફરવાની રાહ.
ન ગેવ જંગીની તેગથી તું ડરે,
કે તુજ ભાઈ પીરાંના, તે સિંહ નરે.
વિંધ્યા ખંજરે કાંનો બંધે ઝરૂર,
કીધું તુર્ક જંગીનું દીલ રંજે પુર.
તું ફર જેથી પાછો એ જંગી સવાર,
સમજશે જો ગેવ પહલવાં નામદાર.
તો કાપશે બે કાન આવી ખ્વારીથી ખાસ,
અતી પડશે હલકો તુરાંનીઓ પાસ.
બોલાવે છે લડવા જેના લઈ તુ નામ,
તે છે તેઝ ચુંગાલ જંગમા તમામ.
મગર જ્યાં સુધી હુકમે સર્દારે શાહ,
થશે ના તો લડશે ન કોઈ જંગગાહ.
દીલેરોની જંગની અગર હોય આસ,
ન કાં તું જતો મારા સરદાર પાસ? ૨૧૭૫
રઝા લાવ જંગની તું ગુદર્ઝ પાસ,
પછી માંગ અમોથી લડાઈ તું ખાસ.
હુમાં કહે નહીં બેહુદું બોલ ખાસ,
નહીં બાના એવાં તું જો મારી પાસ.
કે નેઝાને બદલે તું રેંટયાને ઘર,
ન જંગને સવારોને લાયક તું નર.

ગયો ફોજની કત્લગાહ ત્યાંથી ખાસ,
ઝડપથી ફર્યો ફૂઓજની બીજી પાસ.

નવીશંદા સાથે ફરીબોર્ઝ પાસ,
આવ્યો મસ્ત હાથી મીસાલે તે ખાસ.

પુકાર એક માર્યો, ઓ બુરી નિશાન,
કે ગર્દનના નિંચી, દીલેરો મિયાન.

ઝરી જોડા પેહરનારા હાથી સવાર,
હતા ઝુંડા કાબ્યાંની સાથે અપાર.

દીધા તુર્કોને સોંપી જંગ દરમેયાન,
ન નર તુને ગણુતા દીલેરે ઇરાન.

હતો તું જે સર્દાર, બન્યો નફર,
ગુલાંમીની બાંધી હવે લે કમર.

તું ભાઈ છે સ્યાવક્ષ સરદારથી,
છે બુન્યાદે ઊંચ, તારા [1]સાલારથી. ૨૧૭૯

છે લાયક લડાઈને કરવા તમામ,
થા તૈયાર તું જંગ માટે મુદામ.

કે તુરાંની તુરનું તુખમબી છું હું,
ન તારાથી બુન્યાદે કમબી છું હું.

જેથી તું હવે મારી સંગ જંગગાહ,
કે આવ હાથ કર્યે આ પેશે સેપાહ.

થશે નુરી ખુરશીદ તક તારૂ નામ,
જો ધરશે કદમ મારી સાંમે મુદામ.
ફીકર નહીં, તું આવે ન લડવાને હયાં,
તું જો કે ઝવારહ ગોરાઝહ છે કયાં ?

પહલવાનોમાથી મોકળ મારી પાસ,
કે હોય નામવર જે ઇરાંનીમા ખાસ.

1—ગોદર્ઝથી.

ફરીઓઝે દીધો એ પાછો જવાબ,
નહીં શોધ જંગ મસ્ત સિંહથી શીતાબ.
શેવટ જંગનું આવે છે એ મીસાલ,
દુઃખા એક, તો બીજો ફતેહમંદ ખુશાલ.
ફતેહમંદ થયો તું તો આફતથી ડર,
ન એકસાંન ફતુ, ફલકબી ઝબર.
લડાઈથી વાતો વધી બહુ જશે,
ને પામાલ જુના કુતુંબો થશે. ૨૧૭૭
ઠીકજ, શાહે ઝુંડો લીધો મારી પાસ,
દીધાં હાથી લશકર હતો જે કે ખાસ.
કીને કયાંનીમા બાદ કોબાદ શાહ,
બુઝર્ગીની કોઈએ ધરી હોય કોલાહ.
કમર બાંધી કીધી હો આબાદ જહાંન,
તો સરદાર ગુદર્ઝે કશ્વાદગાંન.
હમેશાં હરોલે રહેચ કીનેખાહ,
વડીલો જેના જંગી, સાલારે શાહ.
બીજું એ તેના ગુર્ઝથી બેગુમાન,
થશે તારા [1]સર્દાર પર તંગ જહાન.
સેપાહને છે જંગનો હુકમ તે દેનાર,
તેને માંથે છે સર્વે કીર્તિ ને હાર.
હુકમ દે મને તુંથી લડવાનો આજ,
કરે મારાં દીલના તે દુઃખનો ઇલાજ.
તો જોય તું કેવીરીતે શર્મોથી સર,
કરૂચ જંગ મયેદાં ફલકની ઊપર.
જવાબ એમ હુમાને દીધો કે બસ,
છે બોલવેજ તુ તો બહાદુર સરસ.

૧–પાને પીરાન.

આ શમશીર, કે બાંધી છે તેં કમર,
જેથી કેટલા માર્યા દીલેરોમા નર. ૨૧૭૮
આ નાચીઝ ગુર્ઝે તું તો જંગ કર,
કોલાહ બખ્તરે જે ન કરતો અસર.
ફતેહથી ફર્યો પાછો ત્યાંથી નિદાન,
ગોયા કાંઈ કરવાનો હોય સિંહ તુફાન.
કે બાંધી કમર [1]કીને આઝાદગાન,
અને પાસે ગુહર્ઝે કેશવાદગાન.
તે આવ્યો અને બાંગ મારી બુલંદ,
કે ઓ અકલમંદ સાલારે દેવબંદ.
સુની તારી ને શાહની વાતો દરેક,
પછી તારૂં લશકરનું લાવવું બી છેક.
શાહી સર્વે હદયો, ને [2]પયમાન તુજ,
ને સર્દારે પીરાંનને ફર્માન તુજ.
મોકલ્યો હતો પાસે તુરાં સેપાહ,
પીસર ગેવ ધ્યારો સેપાહની પનાહ.
પછી ખાધા સોગંદો બી શાહ તણાં,
મહર, માહ, તણાં તખ્તો, કોલાહ, તણાં.
લડાઈમાં પડશે જો મારી નઝર,
પીરાં પર, તો કાઢશ હું ભેજું ઝબર,
સજાવી સેપાહ મસ્ત સિંહના સમાન,
કીધું તેં અમારી લડાઈનું ધ્યાન. ૨૧૭૯
હવે કોહની પાછળ તું લાચાર સમ,
બની બેઠો મેંઢાંઓ મુરદાર સમ.
શિકાર એક ગોયા જોઈ નરરે શેર–
ને નાહસે, જેની પુઠે સિંહ હોય દીલેર.

૧–દીલેરોના કીનામાં. ૨–કોલ.

ભરાય તંગ જગામાં તે જંગલ મુકામ,
નથી જોતો જીવ માટે શર્મો કે નામ.

સેપાહ એક વખત લાવ તું જંગગાહ,
કાં રાખી છે કોહુની પછાડી સેપાહ.

શું છે કઓલ શાહુથી તુને એવો સખ્ત,
કે પકડે પનાહ પાહાડની જંગ વખ્ત.

તો ગુદર્ઝ કહે કર તું વિચારબી,
શું લાયક છે તું સાથે તકરારબી?

મળ્યો અંજુમન્થી ન તુને જવાબ,
તો આવ્યો મુરખ મારી પાસે શીતાબ.

સમજ કે હતું શાહનું ફર્માન એ,
લડાઇના સોગંદ [1]પયમાન એ.

હવે આવ્યો છું લઈ સેપાહ બેશુમાર,
ઇરાંથી ચુંટેલા દેલીરો સવાર.

તેવારે તમો બુઠી કોહલી સમાન,
શિકારીના ડરથી આ જંગલ મેયાન.

ફરેઓ, ને ચારાઓ, યુક્તિ કરોચ,
કમંદ, ગુર્ઝ, નેઝાથી, નાંહસ્તા ફરોચ.
દીલેરી નં કર, જંગ મારી ન ચાહ,
જતું નહીં કદી કોહલું શેરોની રાહ.

સુની જવાબ ગોદર્ઝનો એ હુમાન,
પુકાર્યો લડઇગાહામાં સિંહ સમાન.

કહયું ગોદરઝને કે લડતો ન હમ-
થકી, જેથી જાંણુતો ના આવેચ શરમ.
પશનની દીઠી જયારથી જંગ મગર,
ચોરાવે છે તુરકોની જંગે તું સર.

 ૧-કોલ.

તેં લાહૃનની જંગે અઝમાવેલો છે,
મને તે લડઈગાહ વખાણેલો છે.

તું કહે છે તે હોયબી ખરૂ જો અગર,
ને એ વાતે મોટઇબી માંગે મગર.

ચુંટી કાઢ તું એક તારી સેપાહ,
જે આવે મારી સાંમે આ જંગગાહ.

ફરીબોર્ઝ રેહાંમથી જંગ ઝબર,
મેં માંગી મીસાલે દેલાવર [1]મગર.

ફર્યો હું બધાં અંજુમનમાબી ખાસ,
દીલેરોથી આવ્યા ન કોઈ મારી પાસ. ૨૧૮૧

હતી બંદ ગોદર્ઝથી જંગ નિદાન,
હતુ જે સમજવાને લાયક ન બ્યાન.

તુ છે તેજ, જંગ વખ્તે કેહેતો મગર,
કર્માણ [2]લાલાને ખંજરે કોહો પર.

તો એકવાર મુજથી તું આ જંગગાહ,
ગોરઝ ભારીથી આવી લડ કીનેખાહ.

ઘણાં છે પીસર તુજ અરે નામવર,
જેણે જંગે બાંધી અમોથી કમર.

તું એકને મોકળ જંગમા મારી આય,
લડઈ કરવી હોય તો કરે ઢીલ કાંય?
કીધો [3]પહલવાંને એ માટેનો કયાસ,
જશે કોણ જંગીથી લડવા તે પાસ.
દીલેરોમાંથી કોઈ જો શેરે મસ્ત–
ને, મોકળું હું શત્રુની સાંમે આ વખ્ત.
ને હુમાં જો માર્યો જશે જંગગાહ,
તો તુર્કીથી આવશે ન કોઈ કીનેખાહ.

૧–મગરગરછ. ૨–ગુલલાલા. ૩–ગોદર્ઝ.

પીડાશે દુઃખે [1]પહલવાંનુ જીગર,
ન આવશે શિતાબીથી લડવા મગર.
સેપાહ નાહસી કોહે કનાબદ જશે,
ખુરૂ આપણું, હાથે જંગમાં થશે. ૨૧૮૨
ને જો આ સેપાહના દીલેરો તમામ-
થી, ગુમ એકબી થાય તો જાય નામ.
જશે ટુટી જંગથી દીલેરોના દીલ,
તો મરદાંને થોભવાને કરશે ન ઢીલ.
ભલું એ ન એવોથી લડવું મુદામ,
કમીગાહની રાહ બંદ કરવી તમામ.
ધરી હાંમ જેથી, તે કરવાને જંગ,
સેપાહ બાહાર પડશે જગાએથી તંગ.
દીધો જવાબ હુમાનને કે તું જા,
છે કામે નવો, તુંદ વાનોમા આ.
ઝબાં ખોલી મુજ પાસે તુંએ જેવાર,
તો જાણ્યું મેં છુપું ને ઝાહેર તેવાર.
નથી કોઇને દાંનાઈ તુર્કીઓ મ્યાન,
પોતાનાજ ખ્યાલે બનેચ શાદમાન.
તું જાણુતો નથી જંગમા શેરે મસ્ત,
ડુબવતો નથી કોહલીના લોહીએ દસ્ત.
બીજું ખેંચી સફ એ સેપાહે મુદામ,
ઊઠાવી છે ગરદનો જંગમા તમામ.
કરે જંગ કીનામા જો એજ સાથ,
તો ઘસ્તા રહે નામદારોબી હાથ. ૨૧૮૩
જવું જોઇએ આગળ સેપાહે તમામ,
કરવા જોઇએ એકકને ઝખમી મુદામ.

[1]-પીરાંનનુ.

કે ફર પાછો તારી સેપાહમાં તું ખાસ,
ને ગર્દન ઉઠાવ તારા સરદાર પાસ.

ઘણાં તેર્યાં લડ્યા ઇરાંનીને આય,
ન મુજ પાસે આવ્યા સિવા સર્દ હાય.

થશે જેથી મયદાંને જંગ તારૂ નામ,
પીરાંથીબી ફળશે મુરાદો તમામ.

તો બોલ્યો અવાઝે બુલંદથી હુમાન,
છે સર્દારો કેટલા ને ક્યાં પહલવાન.

કે ગેતીના શાહની મને વાત એક,
આં મયદાંને જંગ યાદ આવીચ છેક.

ચાહે તખ્ત શાહી–જતો ના મગર,
જો જાયે તો આતશથી પાછો ન ફર.

ફીનો, જંગ કરવા તુને ચાહ નથી,
તોડે ગુલ, તો કાંટા વિના રાહ નથી.

ન શેર મર્દ ઇરાંની એક તારી સંગ,
કરે જે સેપાહ સાંમે મુજ સંગ જંગ.

ફેરવવાને ચાહે છે ચારાથી બસ,
ઓળખતો જો હોયતો, ન ફંદે ફસસ. ૨૧૮૪

લડાયકબી નામેવરોએ તમામ,
કહયું ગોદરઝને નથી ઠીક કામ.

અમોમાંથી મયદાનમા એક ખાસ,
મોકળવો ઘટે છે તે જંગીની પાસ.

જઈ બાહાર કાઢયે તેના હોશ જાન,
તુરક મુર્ખ નબળો છે નાહીંમતવાન.

કહયું એમ ગુદર્જે કે આજે વખ્ત,
નથી જંગ તે સામે કરવાનો સખ્ત.

ફર્યો થાકી વાતોથી પાછો હુમાન,
થયો ગુસ્સેબી સિંહ દેલાવર સમાન.

ફેરવ્યું હસી મોંઢુ, સર્દાર પાસ–
થી, દોડયો સેપાહના ચોકીદાર પાસ.

માર્યા ચાર જણને; ચઢાવી કમાન,
નિંચે તેને ઘોડેથી નાંખ્યા મેદાન.

સેપાહના ચોકીબાંનો, દુરથી જેવાર,
જોયા તુર્ક જંગીના ઝખ્મો તેવાર.

ગયા નાહસી ત્યાંથી કરી ખુલ્લી રાહ,
ન આવ્યો તે સાંમે કોઇ જંગગાહ.

[1]આવ્યો છેક ઊંચે બની ગોયા મસ્ત,
તેના શોરે નબળો થયો કોહ સખ્ત.

નેઝો સરની ચોખુટ ફેરવી રહયો,
કે વીસેહનો હુમાં ફતેહમંદ થયો.

તો પિત્તળની કર્નાયો વાગી મેદાન,
જો પાહાડેથી નેઝો ઝળકયો નિદાન.

ખુશીમાં દીલેરોએ તુર્કી સેપાહ,
મહા ને ફલક તક પુગાડી કોલાહ.

જો હુમાન ફતેહથી પાછો ફર્યો,
ગુદર્ઝે તેની તુન્દીથી ગમ કર્યો.

થયો શર્મે સરદાર ગમગીં ઝબર,
કીધો તુન્દી, ક્રોધે, સીતમ તે ઉપર.
દીલેરોની શર્મે પસીનામાં તર,
મગર આવ્યો [2]સર્દાર એ ધ્યાન પર.
પેહેલ છે તેઓથીજ, રેડવાને ખુન,
થશે પાપ, બદ કામોનો રેહનમુન.

૧–પાહાડને મથાળે. ૨–ગુદર્ઝ.

પછી જોયું ગર્દનકશોની ઊપર,
તેની જંગનો, કોણુ આવેચ નઝર ?

## બીઝને ગુદર્ઝ પાસેથી હુમાનની લડાઇની માંગણી કરવી અને તેને રઝા આપવી.

બીઝનને ખબર થઈ કે હુમાન શેર,
આવ્યો તારા ન્યાગાન સામે દીલેર.
સેપાહની ફર્યા ડાબી ને જમણી પાસ,
ને માંગ્યો હરીફ દીલેરોમાંથી ખાસ. ૨૧૮૯
ન કોઇ જંગીઓમાંથી સાંમો થયો,
તો તાના ને તુંન્દીથી પાછો ગયો.
માર્યા ફઓજી અસ્વારોમા ચારબી,
ફેંક્યા ખાકમા રડતા ને ખ્વારબી.
આવ્યો સુની ગુસ્સામા ચિત્તા સમાન,
કીધી તેઝ ચુંગાલ લડવા નિદાન.
દીધો હુકમબી ઝીન કરવા ઝબર,
તે હાથીની સુરતના ઘોડા ઊપર.
લીધું રૂમી પેહેરી તે બખ્તરે જંગ,
ને બાંધ્યોબી [1]શબરંગનો ખુબ તંગ.
ગયો ચુક્તિ ભર્યો પીદરની તે પાસ,
કીધી જેથી વાતો બપાવાની ખાસ.

૧–ઘોડાનો.

કહયું ગેવને કે અરે ઓ પીદર,
પ્રથમથીજ કહેલું ન તુને મગર?
કે થયેલો છે ગોદર્ઝનો હોશ કમ,
નથી જોતો? એમા છે જુદીજ રસમ.
છે દીલ ડર ભર્યું, ને ખુને તર જીગર,
તેના એટલા બેટાના ગમથી ઝબર.
જુદાંબી થયાંતાં જેના તનથી સર,
કપાયા લડઇગાહોમા સર બ સર. ૨૧૯૭
એની સાબેતી કે તે તુર્કી દીલેર,
દીલેરોમાં આવ્યો ગોયા કે તે શેર.
ગયો નેઝો લઇ હાથ ન્યાગાન પાસ,
પોકાર્યોબી તે ગોયા મસ્તાંનો ખાસ.
છતાં એવી જે આં સેપાહ નામદાર,
જેમાં જંગ લાયક હતો ના સવાર?
કે જે તેને ઊંચકી નેઝા પર અરે!
કબાબોની શીક મુરગ સમ કરે!
કે અયે મેહેરબાં બાપ બાહોશ રાંક,
ખભાં મુજ સેયાવક્ષી બખ્તરે ઢાંક.
નથી એવો તે સંગ લડે, મુજ વગર,
ને કાઢે તેની ગર્દ તેવો બશર.
કહયું ગેવે ચાલાક અયે મુજ પીસર,
મારી વાત પર તું ઝરા કાન કર.
કહયું તુને કંઈ વાર, તેઝી ન કર,
ન કહે બદ સુખનબી તું ગોદર્ઝ પર.
તે દાંનાનો દાંના ને હોશીયાર છે,
સેપાહ નાગેવરનોબી સરદાર છે.

તે પાસે સવારો છે જંગી મુદામ,
છે હાથીથી લડવાને લાયક તમામ. ૨૧૮૮

કહયું કોઇને લડવા ન તેથી અવલ,
જવાંનીએ કીધો તુને કમ અકલ.

એવી રીતે ગર્દન ઉઠાવીને ખાસ,
આવ્યો આસમાં દોડી તું મારી પાસ.

ન એ કામે તુંથી હું મલતો નિદાન,
ન મુજ પાસે કરતો એવું તું બયાન.
કહયું બેઝને કે અગર મારૂ કામ,
ન ગણુતો, તો ચાહતો નથી મારૂ નામ.

કમર બાંધેલો જાઉ સરદાર પાસ,
કરૂ હાથ હોમાનની જંગ ખાસ.

માર્યો ઘોડો મોંહ ત્યાંથી ફેરવીને ખાસ,
અને આવ્યો દોડી તે ગુદર્ઝ પાસ.

દીલે દુખી જઇને સેતાયશ કરી,
કેહવા માંડી વાતોબી સર્વે ખરી.

ઓ શાહે જહાંના દીલેર નેકબખ્ત,
હરેક કામે બાહોશ [1]ઝેબાએ તખ્ત.
તુંથી એક અજાયેબી જોઉચ અગર,
હું દાનાઇમા ચાહે નાનો મગર.

બનાવ્યો ચમન, જંગગાહને ઝબર,
કીધુ કીને તુર્કોના ખાલી જીગર. ૨૧૮૯

દીવસ સાતમો પાસે આવ્યો તમામ,
છે આરામ દીન રાત, કંઇબી ન કામ.
ન શમ્શીર દીલેરોની ખુરશીદે જોઈ,
હવા પર ઉડીબી નથી ગર્દ કોઈ.

૧-તખ્તની શોભા.

વધારે અજાયબ તો એ કે સેપાહ–
થી, એક તુર્કી બદ બખ્ત ને ગુમ રાહ–
આવ્યો, ગોયા નેકીના સાહેબે, ખાસ,
મોકલ્યો તે મુઝીનો કરવાને નાસ.

અને લાવ્યો પાસેથી તુરાં સેપાહ,
બને જેથી તુંજ હાથ પર તે તબાહ.
આવ્યું ફંદે ગોરખર તેં છોડી દીધું,
ન માલુમ એમા ધ્યાંન તેં શું કીધું.

શું ધારેચ તેનું ખુનબી ઢીલ વગર–
કરવે, પીરાં જગે ન આવતે મગર.
ન ધાર એમ, પણ લેતે કીનો દબલ,
ને મયેદાંને લાવતે સેપાહને અવલ.

ધોયાચ મેંબી હાથોને લોહીએ બબર,
તેનાંથીજ લડવાને બાંધીચ કમર.
રઝા દે મને પહલવાં તું જો ખાસ,
તો જાણે મસ્ત ચિત્તા જેવો તેની પાસ.

હવે ગેવ સર્દારને કહે તું એ,
કે સ્યાવક્ષ જંગીના હથ્યાર જે.
કોલાહ્ રૂમી બખ્તર મને દે હરેક,
જેના બંદ અને ગાંઠ છોડી દરેક.

સુની વાત ગુદર્ઝે તેની તમામ,
તથા જોઈ હુશ્યારી અક્કલ ને હામ.
ખુશીથી દોઆ તે ઉપર કીધી સખ્ત,
કે તુંથી ન ફરતું કદી તારૂ બખ્ત.

બેઠો જ્યારથી જીને [1]ચિત્તાની ખાસ,
છે બંધ સિંહ મગરના લડાઇથી સાંસ.

 ૧-ચિત્તા જેવા ઘોડાની.

ન કોઈ રીતે રેહેશે તું આરામમાં,
છે આગળ તું હર જંગ હર કામમાં.
હરેક જંગમા તું બને છે દીલેર,
હરેક જંગમાં ગો ફતેહમંદ શેર.
નઝર કર કે તે સંગ તું જંગગાહ,
ફતેહ પાંમશે કે? પછી જંગ ચાહ.
રીમન છે હુમાં બદ કુનશાનીનો જે,
લડાઇમા બખ્તર તળે પાહાડ છે.
જવાં છે, નથી ફર્યું આંસ્માન સર,
નથી જેથી પર્વાબી તનની મગર. ૨૧૯૧
તું થોભી જા, ચિંતો લડઇનો તદન,
હું મોકલું છું જંગે ગરજતું ગગન.
કરાં સમ તીરો પાડશે તે ઉપર,
સીવી લેશે પોલાદીબી ટોપ સર.
કહયું બેઝને કે અરે પહલવાન,
હુનરમંદ હોવો જોઇયે, જંગી જવાન.
ન જોયો મને હોય જંગે ફરૂદ,
તો જોવોબી જોઇયે નવેસરથી ખુદ.
ઝમીં ખુંદી જંગે પશન સારી બસ,
નહીં પીઠ કોઇએ દીઠી જંગ દીવસ.
કે લાયક નથી મારે જીવવું અગર,
બીજાઓથી કમ હોયે જો મારો હુંનર.
ફેરવશે મને તું એ વાતે અગર,
કે હોમાંથી લડવા ન તું ખ્યાલ કર.
તું પહલવાંની ફર્યાદ શાહથી કરશ,
કમરબંદ ને કોલાહ કદી ના ધરશ.

હસી પડયો ગુદર્ઝ થઇને ખુશાલ,
થયો સીધો એક સીધાં સર્વ મોસાલ.

કહયું ગેવ છે ભાગ્યશાળી ઝબર,
જે રાખે છે તું જેવો બાહદુર પીસર. ૨૧૯૨

મુંબારક તે દહાડો સદા રેહેજો યાદ,
કે જન્યો બીઝન માદરે પાકઝાદ.

લડાઇમા બે દસ્ત ખોલ્યા તેં મસ્ત,
થયા બંદ જંગથીબી ચિત્તાના દસ્ત.

રઆ દઊ છું હુમાંની જંગે ઝબુન,
બને તુંજ નેંક બખતબી રહનમુન.

કે નામે ખુદાવંદે ગેતી તમામ,
ફતેહમંદ દીલેરોના શાહથી મુદામ.
કે આં અહરીમન તારા હાથે મરે,
કુશીશ કરજે, હોકમ ખુદા જો કરે,
કે [1]પુશતેપીરાં જંગમા ટુટી જાયે,
ન શર્મોની કોશેશ, ન નામે મળકાય.

તે બખ્તર, કહુંચ ગેવને એમ કે,
જે માંગે છે બેઝન તેને આપી દે.

થશે જો તેપર તું ફતેહમંદ ખાસ,
ઘણી પાંમશે આબરૂ મારી પાસ.

વધારશ હું ફર્હાદ ગેવથી સરસ,
સેપાહ, ગંજથી, તખ્ત, કોલાહથી બસ.

બપાવાંએ કીધું નબીરાથી બ્યાન,
નબીરો, કે જે દાંના ને યુક્તિવાન. ૨૧૯૩

પેયાદો બની ઘોડેથી ને ઝમીન–
ચુંમી, કીધી ન્યાગાંન પર આફરીન.

1–યાને પીરાંનની કંમર.

બોલાવ્યો પહલવાંને ગેવને તુરત,
કીધી વાતો તે જવાંનની હુર સુરત.

અને યાદ બખ્તર તે શાહી કીધું,
જે જંગ માટે બેઝને માંગી લીધું.

દીધો બેટાએ બાપને એ જવાબ,
સમજ પહલવાંને ઝમાના શીતાબ.

એકજ મારો છે હોશ, જીવ, ને જહાન,
નથી કુચ્છ મુજ આંખમાં તેનો જાન.

ન ચાહતો જુદો, પારેથી આ ચશમ,
મોકળવાનેબી ભારી અઝદાહને દમ.

કહ્યું ત્યારે ગુદર્ઝે અય મહેરબાન,
નહીં કર એને માટે એવું તુ ધ્યાન.

ગમે એવો નવજવાંન બેઝન ઠરેચ,
હરેક કામે ડાહપણુને આગળ ધરેચ.

બીજું એ કે છે આય જંગનું મેદાન,
ને ધોવી છે અહરીમનેથી જેહાન.

આવ્યા કીને સ્યાવક્ષમાં હુકમે શાહ,
સગાઈ પર ઘટે છે ન કરવી નિગાહ. ૨૧૯૪

ફલકથી પડે તેગે પોલાદ ગર,
ન કરવી ઘટે તોબી જીવની ફીકર.

ન દીલ તેનું તોડવું લડાઇથી ખાસ,
નહીં ઢાંકવી તેની કીર્તિની આસ.

ધરે છે જે સુસ્તીનો ધંધો જવાન,
અકલ ગુમ તેની, સિયાહ તેનો જાન.

મલ્યો જવાબ એવો, ન બાહનું રહ્યું,
તો બેટાને સમજાવાનું મન થયું.

કે વારે કદી તેને જંગથી. મુદમ,
કહે બેટો, નાંખેચ શરમમાં તું નામ.

ગુદર્ઝને [1]કહે એ જહાં પહલવાન,
જો આપણાં જીવે છે લડઇનું મેદાન.

તો ચાહતા નથી ગંજ, ફર્ઝંદ, સેપાહ,
કે ના શર્મ, સરદાર, ના હુકમે શાહ.

આવ્યો છે જો મુજ સામે ભારી દીવસ,
તો કાં તે પોતાનો દીએ જાન બસ.

છે હથ્યારો ક્યાં, જો તે ચાહે છે જંગ,
કાં બખ્તરને માંગે, જો છે તેની સંગ.

કહયું તે લડાયેકેબી બાપ પાસ,
કે મુજને નથી તારાં બખ્તરની આસ. ૨૧૯૫

તું સમજે છે એવું કે જગમા તમામ?
કરેચ તારાં બખ્તરે પહુલવનો નામ?

હો બખ્તર ન સ્યાવક્ષનું જંગ મુકામ,
તો પાંમતા ન જંગી શું કીર્તિ ને નામ?
માર્યો તેણે ઘોડો, કણેથી સેપાહ,
કે આવે સેપાહમાંથી તે જંગ ગાહ.

ગયો ફ્રોજ સાંમેથી ચાલી અગર,
દીલે ગેવ ગમથી બળ્યું તે ઊપર.

પાડી ખુન પસ્તાયો તે દીલને ગમ,
જો ફરઝંદના કેવાં દર્દો અલમ.
ઊડાવ્યું તેણે આંસમાં તર્ફ સર,
ખુને ભર્યું દીલ, દર્દે ઝખમી જીગર.

કહયું દાદગરને એ ગેતી પનાહ,
મારાં ઝખમી દીલે તું કરજે નિગાહ.

[1]—પાને ગેવે કહયું.

બીઝન માટે દીલને જલાવતો ન તું,
મારાંજ આંસુઓથી છું કાદવમાં હું.
બખશજે મને પાછો યા રબ તું બસ,
ફેરવજે એના જીવથી બુરો દીવસ.
આવ્યો ગમ ભર્યાં દીલે તે નામવર,
જવાં બેટાના કામે, દીલ ખુને તર. ૨૧૯૬
કહયું દીલથી, દુઃખી નકાંમો કીધો,
તેનો બોલ કાં મે ન માની લીધો.
હુમાંથી જો પુગશે ઝરર તેને સર,
તો શું કામના, તેગ, બખ્તર, [1]કમર,
રેહવશ રન્જો ગમ ક્રોધ ભર્યો ઝબર,
દીલે આરઝુ, આંખે આંસુઓ તર.
દોડયો ગર્દ સમ તે જગાએથી ખાસ,
લડઇગાહમા આવ્યો તે બેટાની પાસ.
કહયું, કાં હમોને તું દુઃખી કરેચ,
ધીરજની જગે કાંએ તેઝી ધરેચ.
કુંફારેચ સિયાહ સાંપ જંગમાં ઝબર,
ન ઊડા જો દર્યાથી આવતું મગર.
ને ત્યાં વેર ઝળકી રહેચ માહેતાબ,
કે જ્યાં વેર છુપ્યો રહેચ આફ્તાબ.
ધસે છે હુમાં તર્ફ હમણાં અગર,
ને ફેરવે છે મારા હુકમથી તું સર.
અકલથી પોતાનીજ ચાલે છે તું,
ન જાણુતો કે આવશે પરીણાંમ શું ?
કહયું બીઝને કે ઓ બાહદુર પીદર,
ફેરવ દીલ ન સ્યાવક્ષને કીને ઝબર. ૨૧૯૭

[1]—કમરબંદ.

ન કાંસાં કે લોહાંનો હુમાન છે,
ન છે મસ્ત હાથી ન શયતાન છે.

હું બી જંગી છું, જો તે છે જંગી નર,
ન તેથી હઠીશ તારાં બખ્તે ઝબર.

સીવ! હોય લખેલું નસીબે દીગર,
છે જીંદગી ખુદાનાજ હાથે મગર.

બને બન્વાનું, માટે દીલને તું ગમ–
માં રાખી, ન ગરૂગીંન થા દમ બ દમ.

સુની વાત જો તે પીસરની દીલેર,
કમર જંગની બાંધેલો ગોયા શેર.

ઊતર્યો નિંચે તેઝ ઘોડેથી તે,
દીધો ઘોડો બખ્તર સિયાવક્ષના જે.

કહ્યું જંગની છે જો ખાહેશ અગર,
ને ફાવે છે ઈચ્છા તારી અકલ પર.

તો થા સ્વાર આ તેજી ઘોડા ઊપર,
કે બેસી ફરે કુલ ઝમીં તું અગર.

તો હથ્યારો આ કામ આવી જશે,
તુને જંગ જો અહરીમનથી થશે.

ઘોડો બાપનો જોયો કદમોની પાસ,
તુરત આવ્યો પોતાના ઘોડેથી ખાસ ૨૧૯૮

પેહર્યું બખ્તરે સિયાવક્ષ નામવર,
તેનો ગાંઠ વાળ્યો કમરબંદ પર.

થયો શાહી ઘોડા ઊપર સ્વાર મસ્ત,
કમરબંદ બાંધી લીધો ગુર્ઝ દસ્ત.

લીધો એક હુભાષ્યો, સેપાહ દરમેયાન,
સમજતો હતો ખુબ તુર્કી ઝબાન.

આવ્યો દોડતો ગોયા ચિન્તો ઝબર,
સેયાવક્ષના કીનામા બાંધી કમર.
આવી લાગો બેઝંન જો હુમાન પાસ,
ઊછળતો દીઠો પાહાડ પોલાદી ખાસ.
હતું મયદાં રોશન તેના બખ્તરે,
હતો નિંચે બખ્તરની હાથી ખરે.
ફૂર્માવ્યું જેથી તે દુભાષ્યાએ ખાસ,
પુકાર એક માર્યો તે [1]બદગુમાં પાસ.
તું ફર પાછો, માંગે લડાઈ જો યાર,
કારણ તુંથી લડવા છે બેઝન તૈયાર.
કહ્યું કે અરે જંગ જોયલા સવાર,
કાં ફેરવે છે ઘોડો તું મયદાંને યાર.
અફ્રાસ્યાબથી આયો બુરાઈ કાજ,
છે શ્રાપોને લાયક તુરાંમા તું આજ. ૨૧૯૯
બદી કીનાના બીજ રોપનાર તુજ,
તુરાંમા જો હોય તો ગુનેહગાર તુજ.
ખુદાના શુકર, ને ખુદાની પનાહ,
કે મુજ સાંમે લાવ્યો તુને જંગગાહ.
ફેરવ તેઝ ઘોડાની પાછી લગાસ,
કે ઊછળે છે મુજ લોહી કીને તમામ.
પસંદ કોઈ જગા તું લડાઈની કર,
લડવા ખીણ, મયેદાં, કે કોહની ઊપર.
યાતો આય બેતર્ફી લશકર મેયાન,
તું આવ નામ કીર્તિને માટે નિદાન.
જુએ દોસ્ત દુશ્મનો જ્યાં તું તણે,
બહાદુર તુને બાહદુરોથી ગણે.

1—ગાને હોમાનની પાસ.

એવું સમજી હુમાન હસ્યોબી સખ્ત,
જવાબ એ'મ દીધો કે અય બુરાં બખ્ત.
થયો છે તારાં તન ઊપર તું નચિંત,
ઘરાયું છે તન તારાં સરથી ખચિત.
એવી રીતે મોકલું તુને ફ્ઓજ મ્હાય,
કે થાય ગેવ દુઃખી, ગળાતોબી જાય.
કરૂ તારાં સરને જુદું તનથી હાલ,
કીધા કંઈ દીલેરો તબાહ, તે મીસાલ. ૨૨૦૦
હતા ગોયા મુજ હાથમાં તે તિતર,
જેને બાઝ ખેંચે છ [1]સર્વને સર.
કે ખુન ટપકે આંખે, કરે છે પુકાર,
તોબી ટુંપી પર લોહી ચુસે અપાર.
શું ખપનું તું આવ્યો છે જો રાત થઈ,
હવે જા સિયાહ રાતનો લાભ લઈ.
હુંબી જાઊ છુ ફ્ઓજમા મારી ખાસ,
જવશ બાંમદાદે હું સરદાર પાસ.
અને ત્યાંથી ગર્દન ઉઠાવી અપાર,
આવશ તુંથી લડવા બની ને તયાર.
દીધો જવાબ બેઝને કે જા નિદાન,
પીઠે તારા ખાડો ને આગળ શેતાંન.
કે કાલે જો તું આવશે જંગગાહ,
ન જોશે તુને પાછો શાહ ને સેપાહ.
કરશ તારૂ સર તેની જગ્યાથી દુર,
ન આવશે સેપાહનો વિચારજ ઝરૂર.
પછી ત્યાંથી મોંઢાં ફેરવ્યાં નિદાન,
ગયા છોડી રાતે લડઇનું મેદાન.

 ૧–યાને સરવના ઝાડની ઉપર.

ગયા છાવણીમાં પોતાની તે ખાસ,
અને આવ્યા તેઓ પહલવાંનો પાસ. ૨૨૦૧

પસ્તાવાને દુઃખથી સુતા રાત ભર,
લડઈ માટે દીલથી હતાં નાસબર.

ઉઠાવ્યું સફેદીએ પાહાડેથી સર,
જણુઈ ના સિયાહ શબની દામન અગર.

ભીડી જંગ હથ્યારો હુમાન ખાસ,
કીધી વાત સર્વે તે પીરાંન પાસ.

મેં તેર્યો બેઝન, ગેવનો જે પીસર,
તૈયારી કીધીચ જંગની રાત ભર.

સેપાહથી દુભાષ્યાને લીધો મગર,
બેસાડયો તેને લાલ ઘોડા ઉપર.

આવી લાગો ઠેરવેલી તે જંગગાહ,
અને રાખી બે આંખો બેઝનની રાહ.

આવ્યો તુર્ત બેઝનથી દોડી તેવાર,
દુભાષ્યાની સંગ જંગનો ઉસ્તવાર.

ને બાંધી [1]શબઆહંગની પીઠે તંગ,
આવ્યો જંગી ચિત્તો, પુકારીને જંગ.

પહલવાની બખ્તર સજેલ ઝબર,
ઝળકતું હતું શાહી કોલાહથી સર.
કહયું એમ હુમાનને અય ગમાર,
બચાવી ગયો કાલે સર યાદગાર. ૨૨૦૨

ઉમીદ આજ છે મારી તેગે ઝબર,
કરશ તનથી જુદું એવી રીતે સર.
થશે ખુને કાદવ તારાં, ખાક પર,
સમજ વાત આં તારાં દીલમા મગર.

૧–સ્યાવક્ષનો ઘોડો.

હરણુને કહ્યુંચ મસ્ત બકરાએ બ્યાન,
થયું હોય ગમ એવું તારૂં મેદાન.

છુટે મારો પગ ફાંદાથી બેગુમાન,
જવશ ત્યાં ન હું, સોંપુ તુને મેદાન.

હુમાને કહ્યું આજ ગેવનુ મગર,
થશે ઝખ્મા દીલ જંગી બેટા વગર.

તું લડશે કનાબદના કોહની ઉપર ?
યા રયઅદના જંગલે લડશે અગર ?

કે આવશે મદદમાં નહીં કોઈ દૂર,
યારી દેવા ઇરાની, યા કોઈ [1]તૂર.

કહ્યું બેઝને ક્યાં સુધી કરશે બ્યાન ?
ગમે તે જગે કર લડાઇનું ધ્યાન.

## બીઝનની હુમાન સાથની લડાઇ અને હુમાનનું માર્યું જવું.

ઉઠી ગર્દ, માર્યા જો ઘોડા નિદાન,
ને ચિલ્લાએ ખેંચી લડઇની કમાન.

ઉઠાવ્યાં બે ખુનીએ સર ગોયા માહ,
થયા એવા કીનાવરો કીને શાહ. ૨૨૦૩

કનાબદના પાહડેથી દોડયા તે બાહાર,
ઊઠાવ્યાં સરો તર્ફ મયેદાં તેવાર.

1-તુર્કી.

ગયા તેઓ એવાંતો મયદાંન ગમ,
કે માણુસના જોયાં નહીં ત્યાં કદમ.

ન કરતા ગીધો આંસમાંથી ગુઝર,
કદમબી ન જયાં રાખતા શેરેનર.

સેપાહ બેથી, ચારો, કે [1]ફુર્યાદરસ,
તેઓ પાસે કોઈ જણાંતા ન બસ.

કીધા કઓલ કે આં દુભાષ્યાઓ સાથ,
નહીં ભીડવી કોઇએ અદાવતની બાથ.

બચે આપણાંમાથી કોઇનો જાન,
દુભાષ્યાને મારે ન કીના મેયાન.

કે જેથી તે શાહ પાસે જ્ઇ કે નેક,
ઝમાનાની ગર્દીશનુંબી કહે દરેક.

ચલન શું તેઓના, કેવી જંગ થઈ,
ચલાવી કેવી જંગમા ચાલ, જઈ.

કહી, નિંચે ઘોડેથી આવ્યા મુંદામ,
ને બખ્તરના બંદોને બાંધ્યા તમામ.

લડાયેક ઘોડે લડાયેક સવાર,
કીનામા કસી તંગ પત્થર અપાર. ૨૨૦૪

કે બાંધ્યાં ઝીનોબી ઘોડાઓ ઊપર,
દીલેરો, કીના ગુસ્સા ભર્યે જીગર.

કમાનો કીધી ઘટતી રીતે તેયાર,
પડયા જંગ મયદાનમા તેજવાર.

ખદંગી તીરો, નોકે પોલાદ ગર,
ને મળતાં કમાં ના છેડા એક દીગર.

હતા જેટલા તીરો તે ફેંક્યા, ફરી,
ને નેઝાથી લડવા તૈયારી કરી.

[1]-દાદે પોંહચનારો.

ફર્યા ડાબી જમણી ફેરવતા લગામ,
નેઝા પાણીદારો, ને ભાલા તમામ.
થયાં બખ્તરો પુર્ઝે પુર્ઝાંથી સખ્ત,
તું જો, કોણો બર્ગશ્તા છે દાહડો બખ્ત.
થયાં ખુલ્લાં ગર્મીથી મોંહ સિંહ માસાલ,
જણાઈ ઝરૂર, આબો આરામે હાલ.
તો થોભ્યા, અને ખાધો દમબી ઝબર,
ને નાખ્યું પાણી [1]તેઝ આતશ ઉપર.
પછી લીધી ઢાલો, ને તલ્વારો તેઝ,
તું કહે કે હતો તે દીવસ રસ્તખેઝ.
પડે સિયાહ વાદળથી વિજળી અથાગ,
સળગતી હતી ટોપ તલ્વારે આગ. ૨૨૦૫
પોલાદ [2]કાપનારીથી [3]પોલાદ તેઝ,
ટકીના, બની ઝખમથી રેઝ રેઝ.
ઝપાટાઓ શમ્શીરના ગોયા આગ,
વરસ્તા દીલેરોની જંગે અથાગ.
ન કોઈ ખુન રેડવા ફતેહમંદ થયા,
લડઇથી દીલેબી ધરઈ નહીં ગયા.
લીધા તેગની બાદ ગુર્ઝો મગર,
કુદાંવી લડાઇની હદબી ઝબર.
કીધો તે પછીથી તેઓએ વિચાર,
લડાઇમા બળને અઝમાવા અપાર.
ચાહ્યું જંગમા નામ કરવા અગર,
કે ઊંચકી લે ઘોડાની પીઠથી નર.
કમરબંદ ધરે હોય ઝોરેમંદ જે,
કે ઘોડેથી ખેંચી નિંચે નાંખે તે.

૧–ગુસ્સા ઉપર. ૨–શમશીરથી. ૩–પોલાદી ઢાલ.

દીલેરોના ઝોરે પટા ને રેકાબ,
કે જંગગાહે ટુટવાને લાગા શિતાબ.

જુદા ન થયા ઘોડેથી તે ઝબર,
ફતેહમંદ થયા ના તેઓ એક દીગર.

ઊતર્યા નિંચે ઘોડેથી બેહુ જણ,
લીધાં જંગથી દમ થોડીવાર પણ. ૨૨૦૬

દુભાષ્યાઓએ ધર્યા ઘોડાઓ દસ્ત,
અને બંધે જંગી ગોયા શેર મસ્ત.

ફરી થાકેલાઓ ઉભા થઈ ગયા,
ને તઇયાર કુશ્તીબી લડવા થયા.

સવારથી કીધો ખુરશીદે છાવ જ્યાં–
સુધા, ડર ઉમીદે ખુની બેહુ ત્યાં–

સુધી, લડવા લાગા તેઓ એક દીગર,
કીનાથી ફેરવ્યું ન એકેબી સર.

સુકાયાંબી મોંહ, તન પસીનાથી તર,
સુરજ તાપથી, રંજથીબી ઝબર.

તે જગ્યાએથી લઈ રઝા એક દીગર,
ગયા દોડી પાણીના ચશ્મા ઊપર.

ઊઠગ્યો ગમગીં બેઝન, પીતું જ્યારે આબ,
કીધો યાદ નેંકીનો સાહેબ શીતાબ.

ધ્રુંજ્યું દર્દે તન, ગોયા તુરંને [1]બીદ,
થયું જાન પ્યારાથી, દીલ નાઊમીદ.

કહ્યું એમ દાવરને યા કીરદેગાર,
તું જાણે છે મારૂ છુપું આશકાર.

જુએ દાદ જો જંગ હંગામમાં,
તથા મુજ કીનો લેવાના કામમાં. ૨૨૦૭

[1]–નેતરનું ઝાડ.

તો બળ મારૂ તાડતો ના મારેથી આજ,
નિગેહબાં થજે તું મારા હોશ કાજ.
હુમાં કાગ સમ આયો ઝખ્મી જીગર,
સિયાહ થયેલો દર્દે, દીલે સખ્ત તર.
આવ્યા ઝખ્મીઓ પાછા જંગ દર્મેયાન,
ઊતર્યા લડાઇમા ચિત્તા સમાન.
કરવા ઝેર લાગ્યા એકક પર યકીન,
ઘસા તો કબી આ, કબી તે, ઝમીન.
હતો હુમાં બેઝનથી તાકાતે સખ્ત,
હુંનર અયેબ થાયે, ફરે જ્યારે બખ્ત.
કરી જોયાં હર રીતે તાકાત ફંદ,
મગર દાવ ફાવ્યો ફલકનો બુલંદ.
માર્યો બેઝને હાથ, ચિત્તો ઝબર,
ને લંબાવી ચુંગાલ પગથી તે સર.
ધરી ડાબે ગર્દન, સીધે હાથ રાન,
કીધો [1]સાંધણી પીઠ વાંકી નિદાન.
તેને ત્યાંથી ઊંચકી પટકયો નિદાન,
નાંખ્યો ખંજરે હાથ વાની સમાન.
તેને દાબી, તનથી જુદું કીધું સર,
ને ફેંકયો ગોયા એક અઝદાહ ઝબર. ૨૨૦૮
પછાડ ખાકમાં લાગો ખાવા હુમાન,
નદી થઇ ગોયા લોહીની તે મેદાન.
દીઠું બેઝને તેનું હાથીનું તન,
પડયું હોય [2]સરવ સીધું ગોયા ચમન.
ફર્યો ત્યાંથી હેરત બની સખ્ત ખાસ,
કર્યું મોંઢુ ગેતીના સાહેબ પાસ.

૧—સાંઢણી જેવા હુમાનની પીઠ. ૨—સરવનું ઝાડ.

કે રે એ ઝમીં ને ઝમાંથી સરસ,
હું બોલનારાના પાક જાંથી સરસ.

તું તે, કે સિવા તું ન કોઇ [1]ઝુલકેરામ,
નથી કરતી એ કામે અક્કલથી કામ.

નથી મુંજમા યુક્તિ, કે હુંનર તમામ,
નથી મુંજમા હાથીથી લડવાની હામ.
મેં કાપ્યું છે સ્યાવક્ષનાં કીનામા સર,
ને સી-તેર કાકાના ખુંનમા ઝબર.

રવાંન મારાંનો બંદો, એનું રવાન,
સિંહોથી પિખાજો એનુ તન નિદાન.

પછી બાંધ્યું ઘોડાના ઝીનથી તે સર,
કીધું ખાકમા ખ્વાર તનને મગર.

છુટેલાં ઓઝારો, તુટેલો [2]કમર,
શરીર એક તરફ તો બીજી તર્ફ સર. ૨૨૦૯

ઝમાનો છે સર્વે ફરેબો દેનાર,
મુસીબતમાં ક્યાં દાદનો છે લેનાર?

ઝમાનો નથી તેના કામો સમાન,
ઘટે ના તેને દીલ દેવું નિદાન.

થયું કામ હુમાનેવિસેહ તબાહ,
તો દોડયા દુભાષ્યા બેતર્કી સેપાહ.

ગયા સીફત કરતા તે બેઝનની પાસ,
ગો મુર્તિ ચીની પાસે બ્રાંહમણો ખાસ.

કીધી બેઝને જંગગાહે નિગાહ,
સેપાહ તુર્કીથી જોઈ જવાની ન રાહ.
કીધો માણુસો તે ભયંકરનો ડર,
કે પડશે જો તેમણે એ કામે ખબર.

૧–ગેતીનો પાલનહાર. ૨–કમરબંદ.

તો આવશે પહાડ જેવા લડવા તેવાર,
હતો ના તે ટોળાંથી લડવાને ત્યાર.
હુમાં હાથ વાવટો સિયારંગ હતો,
અને સ્વાર ¹ખીહરંગ ઘોડે થતો.
જેથી બખ્તરે સેયાવુશ કાઢી દઈ,
ને બખ્તર તે હોમાનનું પેહેરી લઇ.
બેઠો હાથી સુરત તેન ઘોડે જઇ,
ને ઝુંડો તે સરદારનો હાથ લઈ. ૨૨૧૦
અને ત્યાંથી ચાલ્યો કરી આફ્રીન,
બુલંદ બખ્ત પર, ને મુંબારક ઝમીન.
એ જોઇ ખાધો હુમાંના સાથીએ ડર,
બદ્દી એવી પોંહુચી જો સરદાર પર.
ન ડર હાંનિથી, એમ બોલ્યો બીઝન,
અમો વચ્ચે છે એજ નસીહત વચન.
હવે દોડ તું તારાં લશ્કરની પાસ,
કહે તેઓને મારેથી જોયું ખાસ.
દુભાણ્યો ગયો, બીઝન આવ્યો નિદાન,
કનાબદને કોહ, ખેચી ચિલ્લે કમાન.
હવે જ્યારે દુરથી પેલા દીદબાન,
તે સરદાર તુરકીનો ઝુંડો ²સનાન.
જોયો, કે ઊઠયા ચોકી પરથી તે વાર,
અને બહુ ખુશાળીના કીધા પુકાર.
દોડાવ્યો તુરત સાંઢણી એક સવાર,
પીરાં પાસે ધુવાં મીસાલે અપાર.
કે હુમાં ફતેહમંદ તે શાહથી,
હયાં આવે છે દોડી લડઇગાહથી.

 ૧–પાને નેતરના જેવા રંગના ઘોડા પર. ૨–ભાલો.

પડયો ઝુંડો ઊંધો દીલેરે ઇરાન-
નો, ખુન ખાકમા ગર્ક છે તન નિદાન. ૨૨૧૧

પુકારોબી કીધા તે ફ્રોજે ઝબર,
કીધા કાન [1]સરદારે હુમાન પર.

ખુશી કેવી? લાવશે કઝાનું રૂદન,
વરસશે કરાંનોબી વર્સાદ તન.

આવ્યો તે દુભાષ્યો તુરક હરમેથાન,
જે દુશ્મનથી જોયું, કીધું તે બયાન.

જો પીરાનને આ તુરત થઇ ખબર,
થયો દબદબો શાહી, કાળો ઝબર.

રૂદનના થયા શોર તુર્કી સેપાહ,
દીલેરોએ સર પરથી ફેંકી કોલાહ.

સિયાહ ગેતી થઇ, ના હતી રોશનાંઈ,
ન જુઠ વાતે આવ્યું પરિણામ કાંઇ.

હતી રોશની તે સિયાહ થઇ મુદામ,
આવ્યાં સઉની આંખે અંધારાં તમામ.

જો બેઝન બે તર્ફી સેપાહથી તમામ,
આયો સાંયામા તખ્તે શાહના મુદામ.
તુરત શેરે દીલ જંગી લશ્કર પનાહ,
કીધો જેને ઊંધો તે ઝુંડો સિયાહ.

પછી ચોકીબાંનોએ ઇરાં સેપાહ,
દીઠો જ્યારે ઊંધો તે ઝુંડો સેયાહ. ૨૨૧૨

તો મોંઢાંને ફેરવી તે [2]પહલવાન પાસ,
કીધા પેલી ચોકીથી શોરોબી ખાસ.
સવાર સાંઢણી ત્યાંથી કાસદ સમાન,
તલાયો દોડાવ્યો તરફ પહલવાન.

૧-પીરાંને ૨-ગુદર્ઝ.

ફતેહથી બીઝન આવે છે શેરે નર,
લાવ્યો છે નિચે સિયાહ ઝુંડાનુ સર.
હતો ગેવ રડતો દીવાંનાઓ સમ,
ને દોડતો પુકારતો હતો ચારો ગમ.
ને શોધતો તે જંગી પીસરની ખબર,
ખુશીમાંબી કરતો તે માતમ ઝબર.
ખબર થઇ તેવાંમા જો બેઝનની ખાસ,
ગયો તુર્ત દોડી તે ફરઝંદ પાસ.
પડી વાહલા બેટાના ચેહેરે નઝર,
કીધું ઘટતું, ઘોડેથી ઊતરી મગર.
નિચું સર નમાવ્યું પડી ખાક પર,
કીધી દાદગરની દોઆ સર બ સર.
પછી તેણે ધર્યો બગલમાં પીસર,
અકલમંદ, બાહદૂર, જવાં, નામવર.
ગયા ત્યાંથી ઝટ પાસે સર્દારે શાહ,
કે તારીફો કરતા તેની, લીધી રાહ. ૨૨૧૩
દીઠો તેઓએ જો પહલવાંન દૂર,
ઘોડેથી ઊતર્યો નબીરો ઝરૂર.
ખુંનેતર તે બખ્તર, ને સર ખાકતર,
શિકારબંદે હુમાન જંગીનું સર.
કે બખ્તર, ને સર, ઘોડો, હુમાંનો ખાસ,
ધર્યાં લાવી સર્દાર ગુદર્ઝ પાસ.
થયો એવો બેઝનથી ખુશ પહલવાન,
કરે તે ઉપર જાણે કુર્બાન જાન.
કીધાં શુક્રબી બાદ દાદાર પર,
સિતારા ભલા, બખ્તે બિદાર પર.

કહયું પહલવાંને અઝાંન્ચીને ખાસ,
કે લાવ તાજ ને પાદશાહી લીબાસ.
જેની ભોંય ઝરની, ગોંહરનો ચિતાર,
કમરબંદ અને તાજે, [1]દુર આબદાર.
ઘોડા દસબી લાવ્યો ઝરીની લગામ,
કમરબંદ ઝરી ખુબરૂ દસ ગુલામ.
તે દામને કહયું શેરે નર એ દીલેર,
ન નાંખ્યોનો કોઇએ આ અઝદાહને [2]ઝેર.
કરી દસ્તથી તેગથી ખુશ સેપાહ,
અને તોર્યું છે તેં દીલે તુર્ક શાહ. ૨૨૧૪
થયું સિંહ જેવું જેથી લશકર તમામ,
તેઓ નિંચે ઘોડા કરેચ ધુમધામ.

## નસ્તીહનનું શબીખુન કરવું અને તેનું બીઝનના હાથ ઊપર માર્યું જવું તથા બંન્ને લશકરનું એકમેક સાથ વળગવું.

થયો તે તરફ પીરાં ગુસ્સે ઝબર,
કે દીલ ઝખમી રજે, ને આંખ આંસુ તર.
દોડાવ્યો કોઇ નસ્તીહન પાસ બસ,
કે અચે નામી પહલવાંન ફુર્યાદરસ.

૧–મોતી.૨–બાને નીચે.

ઘટે તેઝ ચુંગાલ જગમા કરે,
ન ભાઇના ખુનથી ધીરજ તું ધરે.
ઈરાંનીઓ પર તું શબીખુન કર,
ઝમીં લોહીએ દરિયાવ જયહુન કર.
સવારો જા લઈ અકલમંદ દસ હઝાર,
કમર બાંધેલા જંગમા કીનેદાર.
કીનો લઈ શકે તું હુમાંનો મગર,
ને દુશ્મનોના લાવે છટકાંમા સર.
ઇરાંની સેપાહ પાસ પોંહુચે જેવાર,
દોડાવજે તારી ફ્રુઓજ મયદાં તેવાર.
કરશ હું એમજ, એમ કહે નસ્તીહન,
કરશ ખુંનથી ધર્તિ જેહુન તદન.
સિયાહ રાતે બે ભાગ વિટયા નિદાન,
સવારોના જોશે ઊછળ્યું મેદાન. ૨૨૧૫
હરેક તુર્કીઓએ તેયારી કીધી,
તૈયારીથી ગરદન ઉઠાવી લીધી.
જ્યારે નસ્તીહન તે સેપાહ કીનેખાહ-
ને, લાવ્યો જો પાસે ઇરાંની સેપાહ.
આવ્યો બાંમદાદે જગા એવી પાસ,
દીઠો ચોકીથી ચોકીદારોએ ખાસ.
કીધો જાસુસોની તરફ એક પુકાર,
આવેચ ફ્રુઓજ તુરાંથી દોડી અપાર.
ખબર એ સુની જાસુસોએ જેવાર,
ગયા દોડી ગુદર્ઝ પાસે તેવાર.
કે ફ્રુઓજ આવે છે વેહતાં પાણી સમાન,
નથી જેને બોલવાની ગોયા ઝબાન.

શબેખુનની હોએ રસુમ તે સમાન,
તે હોય કેવી ? સર્દાર જાણેચ નિદાન.
સેપાહને તે પહલવાંને દીધું ફરમાંન,
કે બેદાર થઈ જાવો રઓશન રવાંન.
તમો સઉ કરો તેના આવાજે કાન,
મળે ફઓજ આવવાની કાંઈ નિશાન.
બોલાવ્યો બીઝન ગેવનો તેજવાર,
દીલેર જંગી શમ્શીરનો મારનાર. ૨૨૧૬
કહયું તુજ સિતારો, મુરાદો, છે નેક,
ટુટેચ દીલે શત્રુ તારાં નામે છેક.
જેવા જોઇયે લે, મુજ પહલવાનથી,
મારા નામી મર્દોને દરમેયાનથી.
થા હુમ્લાની સામો ગેયા શેરે નર,
દીલેરીથી તોડ આંસમાં તે ઊપર.
તો બેઝને લશકરથી ચુંટયા સવાર,
લડાઇને લાયક દેલાવર હઝાર.
આવી લાગ્યાં તે એક બીજાની જો પાસ,
બે લશકર, કીનાવર લડાએક ખાસ.
તો ખેંચ્યા દરેકે ગોરઝ બીગુંમાન,
જમી વાદળી ખાકની આંસમાંન.
ઉઠી ગઇ તે વાદળીથી સેયાહ,
તો ઢંકાઈ ચેહરાથી તુરકી સેપાહ.
દીઠી જ્યારે [1]સર્દારે ખાકે સેયાહ,
કે ઢંકાઈ છે જેથી તુરાં સેપાહ.
હુકમ કીધો ચિલ્લો ચઢાવા કમાન,
ઉઠયા શોરબી ધર પકડના નિદાન.

૧–બેઝને.

કે બીઝન ગયો નસ્તીહુનની જો પાસ,
દીઠો ગુંડો પીરાન વીસેહનો ખાસ. ૨૨૧૭
કે એક તીર નસ્તીહુનના ઘોડા પર,
છુટો પોહળી છાતીના એઝનથી ગર.
જેના દર્દે પડયો તેનો ઘોડો ખાસ,
કે આવ્યો બીઝન નામવર તેની પાસ.
માર્યો ગુર્ઝ જેથી કોલાહદાર સર–
થયું ભેજાં વિન, આવ્યો છેડો અગર.
પછી બોલ્યો બીઝન ઇરાંનીઓ પાસ,
કમરબંદ કમર જેને બાધ્યો છે ખાસ.
લેશે હાથ કંઈ, ગુર્ઝો, તેગો વગર,
કમાં તેની ભાંજીશ તેના સર ઉપર.
દેખાવે છે તુરકી પરીચેહેરો આમ,
મગર જંગમા છે નકાંમા તમામ.
દીલેરોએ પકડી દીલેરી ઝબર,
અને ખેંચી શમશીર સઉએ મગર.
હવા કાટ પોલાદી રંગની થઈ,
ઝમીં લોહીના દર્યાં જેવી થઈ ગઈ.
ગોયા હાથી મયદાંને એકક ઉપર,
હતાં પડયાં તનથી જુદાં કીધાં સર.
હતા તુર્કી બે ભાગ ઊંધા ઝબર,
ઘોડાઓ તણાં પગ તળે ખુંને તર. ૨૨૧૮
લડઇગાહેથી, તર્ફે તુરકી સેપાહ,
ગયા નાહસી બાકી, ધરી પુઠે રાહ.
ન જોયો પીરાંને, જો સાથે સેપાહ–
બેરાદરને, તો થઇ તેપર જગ સેયાહ.

કહયું જાસુસોને કે આ જંગગાહ-
થી, જાય સાંઢણી સ્વાર ઇરાં સેપાહ.
પતો નસ્તીહનનો તે લાવે સવાર,
ન તો મારી ખેંચશ બે આંખો બહાર.
દોડાવ્યો સવાર સાંઢણી તે વખત,
ગયો, જોયું, ને આવ્યો દોડી, તરત.
પડેલો છે ત્યાં નસ્તીહન જંગગાહ,
કે સંગ નામદારોની તુરકી સેપાહ.
પડયોચ હાથી જેવો વિના સર તદન,
ગોરઝથી છે ઝખમી ગુલી જેવું તન.
ને લઇ હયાંથી કે તે તરફ જંગગાહ,
જોયા તુર્કીઓને પડેલા મેં રાહ.
સુનીને પીરાં ઊસ્કેરાઈ ગયો,
તુરત હોશ સરદારનો કમ થયો.
રૂમી ફાડયાં વસ્રો તેણે મારી હાથ,
કીધો શોર, ને હાય હાય સાથ સાથ. ૨૨૧૯
પીખી નાખ્યા બાલો, અને રડયો આબ,
કીધાં દૂર આરામ, ખાવું, ને ખાબ.
કહયું કે ઓ ગેતીના દાદાર તું,
છુપા ભેદો જાણે છે ધારૂં છું હું.
તોડયું મારી બાઝુનુ તેં ઝોર સખ્ત,
સિયાહ મુજ થયાં છે સિતારો ને બખ્ત.
અફસોસ જંગી ને, સિંહો મારનારનો,
ભલા, નાજવાં, બાહદુર, અસ્વારનો.
મારા જાંનથી ઝયાદા પ્યારો નિહાન,
વીસેહગાંનો સરદાર જંગી હુમાન.

તથા નસ્તીહુન જંગમા શેરે મસ્ત,
થતો કોહલી સમ વાઘબી જેને દસ્ત.

થોડીવાર રડયો, કહયું અયે સેપાહ,
છે મુજ આંખે મેડેરો માહાબી સેયાહ.

હવે કોણુને મોકલીશ આં જંગગાહ,
ચલાવવીજ પડશે લડાઈમાં સેપાહ.

વગાડીબી કર્નાયો બાંધ્યાંબી [૧]કુસ,
હવાં થઈ બલુ, ને ઝમીં [૨]આબનુસ.

કનાબદના પાહાડેથી નિકળી સેપાહ,
ગઇ શૈશની ખુરશીદની ને મહ. ૨૨૨૦

નિકળ્યા જો પાહાડેથી સર્વે બાહાર,
થયા મયદાંને જંગ માટે તયાર.

વગાડી સનાઈ ઈરાં સર્દારે જ્યાં,
ચલાવી સેપાહ ને જગા લીધી ત્યાં.

સેપાહ વચ્ચે કાબ્યાની ઝુંડો ધરી,
બલુ શમ્શીરોને હરોલે કરી.

બધા નામદારો લડાયક તુરત,
ઉભા નેઝા લઈ, ગુર્ઝ ગાએ સુરત.

બડી બાંમદાદે તે ચાલી સેપાહ,
લડી, જ્યાં સુધી થઇ ગઇ જગ સેયાહ.

કીધી જંગ એવી કે તેના સમાન,
ન જાણુતાતા સર્દારો કે પહલવાન.

ફરી છાવણીમા પછી રાત વખ્ત,
સેપાહ બે લડાયક, કીને પુર સખ્ત.

આબ્યો ઇરાં સર્દાર રયબદની પાસ,
વિચારે થયું દીલ ન તેનું ખલાસ.

 ૧—નગારાં. ૨—સિયાહ.

તે બોલ્યો કે આજે લડાઈ અપાર—
કરી, કાપેલા છે તેઓના સર્દાર.
મગર ધારૂ છું કે હવે તે પીરાન,
દોડાવશે સવાર, તર્ફ શાહે તુરાન. ૨૨૨૧
મદદમા લડાઈની ચાહશે સેપાહ,
ખબર હુંબી મોકલું તરફ મારા શાહ.

## ગુદર્ઝનું ખુસરૂ ઉપર મદદ માંગવા માટેનું નામું.

કહયું નામાબરને બોલાવીને ખાસ,
છુપી વાત માગું છું કેહવા તું પાસ.
જો કરશે તું ઝાહેર, બે હોટો બંદ,
ઝબાં તારી લાવશે તારે સર [1]ગઝંદ.
કહયું નામું લખ એક નઝદીક શાહ,
તેને કરવા વાકેફ કામે સેપાહ.
લખાવ્યું, જે બન્યું તે ખુસરૂ ઊપર,
ને પીરાંએ કહેલી જે વાતો અગર.
ને ગેવને મોકલવું, ને દોસ્તી, મહર,
ને ફરતાં ફલકનાબી કામે ઝબર.
તેને દેવો પાછો જવાબ ગેવ પાસ,
તથા ડહ્યા, દાંના, દીલેરોને, ખાસ.

1—આફત.

પછી પુઠે લશ્કરનું ચિત્તા સમાન,
કનાબદ સુધી જવું લડવા નિદાન.
પછી તેંમણી જંગની તૈયારી મુદામ,
કીધું દીલને ઠંડુ તે જંગે તમામ.
તથા નસ્તીહુન ને લડાયક હુમાન,
લખાવ્યું તેમા સર્વે પુરૂ બયાન. ૨૨૨૨
લડાઇને દહાડેની બીઝનની વાત,
કીધું શું તુરક ગુર્ઝદારોની સાત.
દરેક વાતો જે કે બનેલી મુદામ,
લખાવી તે નામામા તેંણે તમામ.
લખાવ્યું અફ્રાસ્યાબ માટેબી ખાસ,
કે લઈ ફ્ઓજ આવ્યો છે નદ્દીની પાસ.
ઓળંગશે તે જેહુન નદીથી સેપાહ,
ને આવશે ઇરાની સામે જંગગાહ.
તો ટકશું ન સામે તું જાણેચ મગર,
ઓ ગેતીના વાલી, ઇરાં તાજવર.
તું ખુસરૂ જો આવે સેપાહની પનાહ,
ગણાંશે મુકી સરે મર્દાં કોલાહ.
જો લંબાવશે પીરાંન એખલોજ દસ્ત,
મદદ શાહથી ચાહશે નહીં ફોજ મસ્ત.
તો મળશે પછી તું શહાને ખબર,
કરેચ શું આ બંદો, :તું બખ્તે ઝબર.
બીજું એ કે, તે રૂસતમે દેવબંદ,
લોહરાસ્પ ને અશકશ ઘણો હોશમંદ.
જેના કામે નોંકરને સર્વે ખબર,
તું કરશે ફતેહમંદીનો શાહ મગર. ૨૨૨૩

થયું બંદ નામું, થઈ મોહોર અગર,
ફર્માવ્યું જેથી તેઝ ઘોડા ઊપર.
કે બાંધી દીધું ઝીન શાહી તેવાર,
ઘણાં બીજા ઘોડાઓ કાઢયા બાહાર.
કરી હુકમ તેડયો હઝીરને નિદાન,
હતો ઝંદે ડાહયા જેવો તે જવાન.
કીધી વાત સઉ પહેલવાનેબી ખાસ,
તે હુશયાર ને જવાન બેટાની પાસ.
ને બોલ્યો કે અય બેટા હોશયાર દીલ,
તું કર તારૂ આ કામે બેદાર દીલ.
જો કોઈ વખ્તબી મતબો મારી પાસ,
તું ચાહે, તો હમણાંજ છે વખ્ત ખાસ.
જેવું તું આ નામું લીયે તેજ વખ્ત,
કે જા ગોયા ઉડતી હવા જેવા સખ્ત.
દીવસ રાત આરામ કે ઢીલ વગર,
શહા પાસે મુજ નામુ લઈજા મગર.
વિદાય કરવા છાતીએ દાબ્યો અપાર,
કે આવ્યો મુબારક પિદરથી તે બાહાર.
સેપાહથી લીધા ખેશીઓ બે ઝબર,
બેસાડયા તેને તેઝી ઘોડા ઊપર. ૨૨૨૪
ગયો બાપના તંબુથી તે મગર,
બદલતો ઘોડા મંઝીલે હર દીગર.
ઘોડા પર હતું ખાવું, આરામ, ખાબ,
શું રાતે સિયાહ, શું નુરી આફતાબ.
એવી રીતે દોડતા હતા તેઓ રાહ,
આવ્યા સાતમે રોઝ નઝદીક શાહ.

સવાર આવ્યો શાહે ઇરાં તર્ફ ખાસ,
કહયું કોઇએ નામેવર ખુસરૂની પાસ.
તો મોકલ્યો શમ્માખને લેવા ખાસ,
દીલેરો ને નામીઓને તેની પાસ.
પુછયું, જોયાં જ્યારે દીદારે હઝીર,
કે અય પેહેલવાંઝાદા ને [1]શેરગીર.
એવું શા અચાંનક થયું છે નિદાન,
કે આવ્યો તું દરઘાહે શાહે જહાન.
પછી હુકમથી પર્દો ઉંચકી લીધો,
ને દરગાહમાં અસ્વાર દાખલ કીધો.
હઝીર અંદર આયો, ને શાહની અગર,
નઝર ગઈ કે મુકયું તેને ખાકે સર.
ઘણી વાતો પુછી, ઘણું દીધું માન,
બેસાડયો પોતા પાસ તેને નિદાન. ૨૨૨૫
શું ગોદર્ઝ, સર્દારોબી તે સેપાહા,
હરેક માટે પુછવાને લાગો શાહા.
દોઆ કહી બુઝર્ગોની શાહને મુદામ,
પછી કીધા લશકરની વાતો તમામ.
દીધું નામું પહેલવાનનું બેગુમાન,
જવાં, ને અકલમંદ, રોશન રવાન.
બોલાવ્યો તેણે પાસે મુનશી રૂદામ,
હુકમથી તેના નામું વાંચ્યું તમામ.
રહયો વાંચી નામું શહાથી [2]દબીર,
તો યાકુત ઝળકતાંથી મોંઢુ હઝીર-
નું ભર્યું, ને બોલ્યો ખઝાન્ચીની પાસ,
કે લાવ કીંમતી વસ્ત્રો ને દીનારો ખાસ.

૧—સીંહોને પકડનારા. ૨—મુનશી.

સુની હુકમ ઠેલીઓ લાવ્યો ખબર,
કીધી ખાલી જેથી જણાયું ન [1]સર.
પોશાક એક શાહી ઝરીનો ખચિત,
લાવ્યો તાજબી સાથ ગોહર જડિત.
હઝીર પાસે મુકયું તે લાવીને બસ,
ઝરી ઝીન ઊંચ તુખ્મ ઘોડાબી દસ.
પોશાકોબી સાથીને દીધા અપાર,
હરેક ચીઝો સાથે દીરમ ને દીનાર. ૨૨૨૬
ઉઠી તખ્તથી શાહા સાથે ગયા,
શરાબો ને ગાયણના જલસા થયા.
હજીર ને બુઝર્ગોબી ખુસરૂ પરસ્ત,
લીધો સઉએ દારૂબી પોતાને દસ્ત.
કે એક રાત બેઠા અને એક દીવસ,
વધુ કમ કીધી મસલતો શાહે બસ.
શહા બાંમદાદે કરી સાફ તન,
ઉભો તે પ્રથમ રબની સાંમો તદન.
નવો જાંમો બંદગીનો પેહેર્યો શીતાબ,
ગો વર્સાવે બે આંખ વાદળથી આબ.
નમાવ્યું કરી પીઠ વાંકી ને સર,
દોઆઓ કીધી દાદગરની ઉપર.
તેનાથીજ માગ્યાં ફતેહ ને દમામ,
ને તાજો તખત બુઝરગીના તમામ.
કીધો રબ કણે શોરે અફ્રાસેયાબ,
બે આંખોથી વર્સાવી દુખોના આબ.
પછી ત્યાંથી આવ્યો સરવનું શજર,
બેઠો દબદબાથી પછી તખ્ત પર.

૧—વાને હઝીરનું માથું બી ઢંકાઇ ગયું.

## ગુદર્ઝનાં નામાનો જવાબ અને કયખુસરૂનું તેની મદદ માટે લસ્કર ખેંચવું અને તુસને દહેસ્તાન મોકલવું.

બોલાવ્યો અકલમંદ મુનશીને પાસ,
કીધી વાતો, લાયક હતી જેબી ખાસ. ૨૨૨૭
લખ્યો જો તે નામાનો પાછો જવાબ,
તો દરશાવ્યું ભુડું ભલુંબી શીતાબ
પ્રથમ તેંણે કીધી દોઆ દાદગર,
ફતેહ, દબદબો, ઝોર, દેનાર પર
બીજી આફરીં કીધી [1]પહલવાન પર,
કે રેહેજો તું રોશન રવાં, ને અમર.
નસીબદાર સરદાર બાહોશ છે,
જેમા અકલ, દાનઇ, ને જંગજોશ છે.
ગુરઝ તેગનો તે ધરાવનાર છે,
ને કાવેયાની ઝુંડો ઉઠાવનાર છે.
કરૂ શુક્ર તે ગેતીનો રબ બુલંદ,
થયા આપણાં પહલવાં ફતેહમંદ.
નસીબે દીધી રઓશની તુને જ્યાર,
થયો નાશ દુશમનનો જલદી તેવાર.
તું કહે છે કે મેં ગેવને ખાસ અવલ,
તથા દાંના બહાદુરો ને પુર અકલ-
હતા, મોકલ્યા જેને પીરાંન પાસ,
ઘણીએક શિખામણો આપીને ખાસ.

[1]—ગુદર્ઝ.

કીધી ના તે બદખુએ વાતો કબુલ,
ન જોડાયો તે મારાં કામોમા કુલ. ૨૨૨૮
કીધું છે તુ સર્દારે એ વિષે બયાન,
કે આવ્યો આગળની રીતે જંગ મ્યાન.
નફ્રર થઇ વમાસે જે બુરૂ નિદાન,
ભલઇથી ફ્રરે, સિયાહ તનું રવાન.
હતી વાત મુજને અવલથી ખબર,
કે ફ્રરશે ન કીનાથી પીરાં મગર.
તોબી મેં ભલાં તેના કામો તમામ—
ને લીધે, કહયુંતું ન લડવા મુદામ.
હવે કીધું આંસ્માને ખુલ્લું મગર,
કે પીરાંની માયા છે તુરાં ઉપર.
સિવા શાહ, તે જોનો નથી ગેતી આ,
તેનુ દીલ તું માયાથી ફેરવતો ના.
અકલથી વધુ ચાહે છે લોભ ખાસ,
ન પત્થરમા ઉગે છે કોશીશથી ઘાસ.
ભલું, શત્રુથી કીધી ઠીક વાતચિત,
ઠીકજ બોલવું સર્દારોએ તો ખચિત.
બીજું એ, દીલેરોની જંગનુ બયાન,
કીધું યાદ કે ભારી ગુર્જે નિદાન.
માહા મેહેરની ચાલ, ને નેક બખ્ત,
લડઇગાહે કીધેલી કોશીશો સખ્ત. ૨૨૨૯
એ કામોથી મારી છે ખાતર તમામ,
ફતેહ પાંમશે તુ લડાઇને ધામ.
બપાવો નબીરાનો હોય તું સમાન,
દેખાડે હુંનર તે ઝરૂર જંગ મ્યાન.

ન શેરોથી પયેદા, સિવા નામી શેર,
તેમજ બાપ જેવો છે નામી દીલેર.
ન બેદાદી છે તારી જંગ દરમેયાન,
પસંદ છે, ખુદા તુજ રહો નિગેહબાન.
દીલેરી ને કઉવત છે ચઋદાંથી ખાસ,
કબુલ એ કરીને તેની કર સેપાસ.
ત્રીજુ તું કહે છે કે અફ્રાસેયાબ,
સેપાહ લઈ ઓળંગશે નદીને શીતાબ.
ને કાસદ પીરાંથી ગયો તેની પાસ,
પીરાં તર્ફ આવ છે સર્દાર ખાસ.
તું કહે છે જે વાતો તેમજ છે શીતાબ,
અમો હવે દઈએ છે તેનો જવાબ.
સમજ મુજ અકલમંદ હોશીયાર તું,
પુરણ કામ કરનારા સરદાર તું.
તે થોભ્યો છે જયહુન નદીને કીનાર,
ન આપણથી લડવાને માટે લગાર.
તેપર ફ્ઓજ ખેંચે છે ખાકાને ચીન,
કમીગાહની બેગમથી આવશે યકીન.
બીજું આપણી ફ્ઓજ ભારીથી ખાસ,
ગયા છે દીલેરો તુરાં આસપાસ.
લોહરાસ્પ ને અશ્કશ દીલેરો તદન,
ને જંગમા પનાહ જંગીની તેહેમતન.
તેપર શત્રુ ચોગમથી આવ્યા જેવાર,
સેપાહ જેથી ખેંચી છે નદ્દી કીનાર.
જો વધશે તે જગ્યાથી આગળ મુદામ,
તો સોંપશે તે શત્રુને મુલ્કો તમામ.

ને ચોથું, પુછાવે છે તુ જો ખબર,
કે દીલ તારૂ છે જે પહુલવાનો પર.
તો જાંણી થા વાકેફ એ સરદાર તું,
હરેક કામોમાં થા નસીબદાર તું.
કે જે રાહે રૂસ્તમ ગયો શેરમર્દ,
તો હીંદ અને કશ્મીરની કાઢી ગર્દ.
ગયો જ્યાંબી છે અસ્કશે નામદાર,
તો ખારઝમથી ઉઠયા છે ભારી પુકાર.
ગયો નાસી જંગથી શીદેહ બેગુમાન,
ભરાયો છે જઈ શેહેરે ગુરગંજ મ્યાન. ૨૨૩
લોહરાસ્પ ગયો જે તરફ લઈ સેપાહ,
દીધી સર્વે સર્દારોએ તેને રાહ.
કીધા તાબે ગર્યે, ને મુલ્કે અલાન,
જ્યાં થઈ આપણી પાદશાહી નિદાન.
કે વધશે હવે જો અક્રાસ્યાબ રાહ,
ને જૈહુનથી જો લાવશે હયાં સેપાહ.
તો પુઠ તેની ધરશે દીલેરોબી આય,
ન મુઠીમાં રાખશે હવાના સિવાય.
તુ યાદ રાખ તે શેહેરે આબાદબી,
ઝમીં, મુલ્ક, ને વાહળી બુંન્યાદબી.
ન આવશે તે પીરાંના કેહવાની સાથ,
જો વધશે તે આગળ, જશે શત્રુ હાથ.
નથી બોલતો બે હોટેથી એવી વાત,
પડે ના ખબર જેની દહાડો ને રાત.
દુઆનો ન હોતો કદી તે દીવસ,
કે લાવે નદીથી સેપાહને તે બસ.

કરે આપણી પર ફતેહ જગગાહ,
ના જોતું દીવસ કોઈ તે તંગ સેપાહ.
ફર્માઉં છું હમણાં કે હાથીએ કુસ,
ને, બાંધે બહાદુર સરદાર તુસ. ૨૨૩૨
દહેસ્તાં, ને ગોર્ગા, ઝમીં, ને મુલક,
જીતી સર ઉઠાવે તે ખુરશીદ તક.
હુંબી તુસ પછવાડે હાથી, ને તખ્ત,
મદદ માટે આવીશ લઈ ફઓજ સખ્ત.
ફેરવતો ન જંગે પીરાંથી તું સર,
સેપાહ ત્યાર કરજે, ને લડજે મગર.
પીઠેથી હુમાં, નસ્તીહુન, દુર થયા,
જેથી મુઠીમા ગમ, ન આતશ રહ્યા.
અગર જંગ દીલેરે ઇરાં સાતથી-
તે માંગે, તો ફરતો ના તે વાતથી.
પીરાં જંગ માંગે જો તુંથી દીલેર,
તો બેદીલ થતો ના, જજે સાંમો શેર.
ન કરતો અફ્રાસ્યાબની જંગે ડર,
ના હઠતા, ધરી દીલ ઠેકાંણા ઉપર.
તું લડજે, તે લડવાને આવે અગર,
ન થાય એવું, હાથીથી ફેરવે તું સર.
ફતેહ પાંમશે તે ઉપર વખ્તે જગ,
મગર દીલ ન કરતો તું એ કામે તંગ.
ઝમાનાથી એવી છે આશા અપાર.
કે દેશે ખુશાળી મને કીરદેગાર. ૨૨૩૩
એબી ધારૂ છું હું કે જો આયે રાહ-
થી, લાવીશ સેપાહ પુઠે મારી સેપાહ.

તો ફાવશે મુરાદોઓ તારી તમામ,
ઉઠાવશે તું નુરમંદ ખુરશીદે નામ.

વળી તુસ, કાઉસની, ફ્રુઓજ પર,
દોઆ શાહે મોકલાવી તેમાં ખબર.

પછી નામા પર શાહે દાબો [1]નગીન,
તે દઈ નામાબરને, કીધી આફ્રીન.

કે ચાલ્યો શહા પાસેથી તે હઝીર,
કીધો શાહે મંન્સુબો, સાથે [2]દબીર.

સેપાહ પર હતી મેહેરબાંની અપાર,
કીધો શાહે જંગમા જવાનો વિચાર.

તે બોલ્યો અગર ફ્રુઓજ અફ્રાસેયાબ,
જગાથી ઓળંગશે નદી જો શીતાબ.

હટાવશે સેપાહ મારી ત્યાંથી તેવાર,
જવું જોઇએ મારે એવો છે વિચાર.
તેણેં નૌઝરી તુર્ત સરદારને,
કહયું લઈ જવા ફ્રુઓજ તૈયારને.
કે ખેંચે સેપાહને દહેસ્તાંન પાસ,
સેપાહ લાવે ખાર્ઝમના મયદાંને ખાસ. ૨૨૩૪

બને યાર અશકશ તણો જંગ વખ્ત,
ગોયા ચિન્તો ઉતરે લડાઇમા સખ્ત.

તો નોબતબી વાગી તે દર્ગાહે તુસ,
ને પિત્તળની સર્નાઈ, ઠોકાયાં [3]કુસ.

તે સર્દાર ને ફ્રુઓજબી ત્યાંથી ગઈ,
ઘોડાની ખડીથી ઝમીન છુપી થઇ.

ઉભો રહી ગયો ગોયા ફરતો મહર,
સવારોની દહેશતે જગ્યા ઉપર.

૧–મોહોર ૨–મુનશી. ૩–નગારાં.

બે હફતા સેપાહ એમ ચાલતી થઈ,
ન રોશનીબી ખુરશીદો માહની જણઈ.
ફેલાઈ ખબર ગેતીની આસપાસ,
ફ-તેહમંદ શાહની તે હીલચાલે ખાસ.
ગયો શાહે ઇરાંના ઘરથી જો તુસ,
જવા ત્યારી શાહેબી કીધી ખસુસ.
ને એક લાખ ચુંટેલા સાથે સવાર,
તમામ પહલવાંનો, અને નામદાર.
પછી ત્યાંથી ચાલ્યો તે ગુદર્ઝ પાસ,
કે લઈ નામદારો લડાયેકો ખાસ.
નગારાં, ને હાથી, ને દબદબો, સખ્ત,
તથા સંગ તાજો અને શાહી તખ્ત. ૨૨૩૫
હજીર આવ્યો ખુસરૂ કણેથી નિદાન,
પુકારતો ને દોડતો દીલે શાદમાન.
પોશાકો, ખુશી, ખુરરમી, સંગ આમ,
ગોયા ઢાંકી દેતો ઝમીંને તમામ.
આવી લાગ્યો તંબુની પાસે જેવાર,
તો કર્નાયેનાબી થયા ત્યાં પોકાર.
ગયા તેની સાંમા બુઝરગો ઝબર,
ને સદરિ, બાંધેલા ઝરરીન કમર.
આવ્યો નામવર પહલવાંની જો પાસ,
કહયું જે દીઠું શાહોના શાહથી ખાસ.
શહાની નવાઝેશ અને કુલ મહર,
ઉદાર્તા, ને બોધો, કહયા સર બ સર.
તથા રાખે છે શું સેપાહ પર મહર,
ને પેગામથી કેવો ખીલ્યો ચહર.

પછી દીધો તે જવાંન શાહનો પેગામ,
સર્દારોની ગોદર્જને કહી સલામ.
કે સમજી નવાઝીશ શાહની અગર,
મસળ્યું તે નામું સરો ચશમ પર.
દીધું વાંચવા મોહોર ખોલી મુદામ,
તો વાંચનારે વાંચ્યું તે નામું તમામ. ૨૨૩૬
કે સર્દારે, શાહ પર કીધી આફરીન,
હુકમ તેનો સમજીને ચુંમી ઝમીન.
કીધી બેટા સંગ મસ્લતો રાતભર,
ને બાંમદાદે બેઠો તે ખોલીને [1]દર.
તે બાંમદાદે સઉ નામદારે સેપાહ,
કે આવ્યા મુકી માંથા ઉપર કોલાહ.
પછી શાહ મુંબારકનું નામું હજીર,
કે લાવ્યો અને મુકયું પાસે [2]દબીર.
તુરત મુનશીએ બોધ, ફર્માંને શાહ,
કે સમજાવ્યું વાંચીને પાસે સેપાહ.
દોઆઓ કીધી કુલ સેપાહે ઝબર,
તે ગેતીના માયાળુ શાહની ઉપર.
ખઝાન્ચીને સર્દારે તેડયો તેવાર,
બેસાડયો તેને દેવા માટે દીનાર.
હતાં ટોળાં ઘોડાના પાહડે મુદામ,
મંગાવ્યાં સેપાહમાં તે ટોળાં તમામ.
[3]કમર, તેગ, દીનારો, ગંજેનો દર,
તથા તાજ, બખતરો, ને ટોપ, ઝર.
ખઝાન્ચીને ચાવીઓ દીધી તમામ,
ને આવ્યો જેવારે લડઇનો હીગામ. ૨૨૩૭

૧—દરબાર. ૨—મુનશી. ૩—કમરબંદ.

સેપાહને દીધો ગંજ વેંહચી અપાર,
થયા આસુદા પ્યાદાઓ ને સવાર.
સેપાહ પાહાડ જેવી ભેગી થઈ ગઈ,
ઘોડાઓને પગલે ઝમીં ઝેર થઈ.
થયાં ડર ભર્યાં શેરે નરના જીગર,
હતા ગર્ક, ચાંદી, ને પોલાદે, ઝર.
ફર્માવ્યું તો જંગની તૈયારી કરી,
દીલો, કાનો, આંખો, કીના પર ધરી.
કે સર્દાર પાસેથી ચાલ્યાં નિદાન,
સેપાહોના ટોળાંઓ, કોહની સમાન.
કીધું મર્દ સર્દારે તેપર ધેયાન,
જમી જોઇ સિયહ, ને બલુ, આંસમાન.
ને બોલ્યો કે જંમશીદના વખ્ત થી,
સજી એમ ન કોઇએ સેપાહ સખ્ત બી.
કે ઘોડાઓ, હથ્યારો, ચાંદી. ને ઝર,
લડાએક હાથીઓ, ને શેરે નર.
મદદગાર થાએ જહાં આફરીન,
તો ફેરવશ લગામો ને હયાંથી કે ચીન.
કહી એમ બોલાવ્યા બી દાંનેશવર,
ને બેઠા ખુશીમાં તે સૌ નામવર. ૨૨૩૮
પીધો દારૂ ચંગ વાંસળી સંગ ખુશાલ,
કીધો જંગનો બી દીલેરોથી ખ્યાલ.
ખબર થઇ જો પીરાંનને એ તમામ,
કે સરદારે ઇરાંએ કીધું શું કામ.
ડર્યું દીલ તેનું એ ખબરથી ન કમ,
ફર્યો ફંદ, ફરેબો, ને ચારાઓ, ગમ.

સલાહ દાંના દસ્તુરોની તેજ વખ્ત-
લીધી, તે કીનામાંથી છુટવાને સખ્ત.

## કેશવાદના ગુદર્ઝ ઊપર પીરાનનું નામું.

પછી બોલ્યો કે નામું એક સુખનવર,
લખે નાચારીએ તે પહલવાન પર.

દોઆ કીધી [1]દાનાને નામાને સર,
પનાહ દેવોથી દે તુને દાદગર.

બીજી વાત, તે કીરદેગારે જહાન-
થી, ચાહુ છું ઝાહીર ને બાતીન મેયાન.

કે બેહુ તર્ફની ફ્ઓજમાંથી તમામ,
ખુદા નાંખે ઊંચકી આ કીનાનું ધામ.

તું ગુદર્ઝે ચાહયું છે જો એમ અગર,
કે કીનાથી ગેતી ભરે સર બ સર.

તો જગથી મુરાદો પડી તુજ પાર,
શું કહે છે, શું છે, તારો આંખર વિચાર? ૨૨૩૯

તું જો કે મારા આય કેટલા દીલેર,
તથા મારા નઝદીકના ખેશીઓ શેર.

કે નાંખ્યા વિના સરના તનથી તેં ખાક,
નથી તુને ચઝદાંનોબી ડર કે ધાક.

1—ગુદર્ઝને.

ફેરવ્યું છે માયા, ને દાંનઇથી સર,
મળ્યું હાલ, માંગ્યું તુંએ જે અગર.

વખત આવ્યો, કીનાથી ફેરવે તું સર,
બને ના દીલેર, ખુન રેડવા ઝબર.

તું જો કે ઇરાં ને તુરાંથી સવાર,
થયા જંગમા કેટલ એક ખુવાર.

દયા તુને આવે, એ આવ્યો છે વખત,
ને આરામ પકડે તું કીનાથી સખત.

મુવાં એક માણસના કીને મગર,
કે કાપશે તું કેટલાં આં જીવતાંનાં સર.
ગયો વખત પાછો ન આવતો નિદાન,
તો ના રોપ કીના તણાં બી જહાન.
નહીં ગાળ તનને, દુખી જીવ ન કર,
તથા લોહી રેડવાથી પાછો તું ફેર.

મરણ બાદ લાઅનત પડે છે તમામ,
બુરાઇમાંજ રહેલું જેનું ભારે નામ.

સિયાહ બાલ થાય જેવારે સુફીદ,
તો જીવવાની રેહતી ન ઝયાદા ઉમીદ.

છે ડર, કે બીજી મર્તબે જો સેપાહ,
ઊતરશે લડાઇમાં આં જંગગાહ.

બે ફઓજોમાં કોઈ જીવતો જોશે નહી,
જશે જાન નિકળી, જશે કીનો રહી.

વળી કોંણ જાંણે થશે કોંણ સર,
ઊંધું બખ્ત, યા ગેતી અફરૂઝ ગર.

મગર ખુન રેડવા તણો હોય વિચાર,
લડી મુજથી આં જંગ ગાહે અપાર.

ને હોય એમ લડવું સિંહોની સમાન,
કે ઇરાં તણાં મુલ્ક માટે નિદાન.
તો કહે, કે હવે હું શીતાબીથી ખાસ,
કે કાસીદ મોકલું અફ્રાસ્યાબ પાસ.
ઝમીન આય, તે જેમ ફર્માવે તેમ,
વેંહચી દૂર કર્યે કીનાનેબી એમ.
કે જેમ વખતમાં તે મનુચેહેર શાહ—
બી, વેંહચી ને રાખતો ઇરાં પર નિગાહ.
ઇરાંથી તું જોડવા જે ચાહશે શહેર,
તે તુર્કોથી ખાલી કરી દઇશ અગર. ૨૨૪૧
શું આબાદ, વયેરાં, ઝમીં, મુલ્ક, હર,
જે ઇન્સાફી કયખુસરૂ માંગે અગર.
કરૂ છું શુરૂ કોહે ઇરાંથી ખાસ,
[1]દરે ગરચેગાંથી લઇ [2]બોસ્ત પાસ.
ને તાલકાંન શેહેરથી લઇ ફારેયાબ,
કે જેમાં સમઇ જાય છે અંન્દરાબ.
બીજાં પાંચ શેહેરો, સુધી [3]બામેયાન,
બીજી શાહી જગ્યાઓ લગતી ઇરાન.
ગુર્ઝનાંનનુંબી મુંબારક મુકામ,
દીધું ગેતીના શાહોએ જેનું નામ.
દરે બલખથી લઇ બદખ્શાં મુદામ,
જે ઓળખાશે શાહી ઇરાંની તમામ.
વધુ તેથી આમુયનું જંગલ ને ઝમ,
સમઇ જાએ છે જે કે ખત્લાંન ગમ.
વિસહગર્દ, તેર્મદ, ને શેન્ગાન, ખાસ,
બોખારા, ને શેહેરો તેની આસપાસ.

૧-ગર્ચેગાનના દર્વાઝાથી. ૨—એ નામનું શહર. ૩—એ નામનુ શેહેર.

તથા એ પ્રમાણે દરે સોગ્દ ખાસ,
ન કોઈ ચીઝે ચાહશે શાહી તારી પાસ.

દીલેરોને બાળનાર ફીલતન છે જ્યાં,
તેને દઇશ નિમરૂઝનો મુલ્ક ત્યાં. ૨૨૪૨

તેની તર્ફથી લઇશ ખેંચી સેપાહ,
કરશ ખુલ્લી બાખતર સુધીની હું રાહ.

દરે હિંન્દ સુધી દઇશ છોડી નિદાન,
હવેથી કરશના સિયાહ મુજ રવાન.

કે કશ્મીરથી કાબુલ, અને કંન્દહાર-
થી, સિંધુ સુધી જેમાં આવશે અપાર.
ગયો છે લડાયેક લોહરાસ્પ જ્યાં,
કીલ્લા સાથે દઇશ હું અલાનાન ત્યાં.

અને તે મુલકથી કોહે કાફ લઈ,
વિના જંગ, તકરાર, ખુસરૂનેજ દઈ.

ગયો છે તેમજ જ્યાં કે અશ્કશ વરી,
મુલક દઇશ હું ત્યાંનો ખાલી કરી.

ઇલાકા આ સોંપી દીધા બાદ ખાસ,
બોલાવી લેવશ કુલ સેપાહ મારી પાસ.

ને સોગંદથી તું પાસે કઓલ હું કરશ,
પછી તારેથી દુશ્મની નાં ધરશ.
પસંદ રાસ્તી જાંણુ કર્યું છે મેં,
વફા, મેહેર, ઊપર દીલ ધર્યું છે મેં.

હું મોકલીશ શાહે તુરાં ને ખબર,
કે ફેરવવાં આપણને કીનાથી સર. ૨૨૪૩

એમજ ખુસરૂ પાસે, કરી તુ મહર,
મોકલ એક નામાને હસ્તે ચહર.

પસંદ કર મહરઆંનીથી મારી વાત,
નથી લોડી રેરવાની જંગ તારી રાત.
કરી લઈશું નક્કી કરારોને એ,
તો ગંજ મુજથી ખુસરૂએ માંગેલો જે.
તે શાહ પાસે મોકલીશ હું સર બ સર,
સેપાહ પર કરે જંગનો બંદ દર.
કે આં સો કીધા બાદ કરવા પતીજ,
મુકશ ગીર્વી માણુસો. ને સર્વ ચીજ.
મણુચ ધર્મી રસ્મે તુંથી પ્યાર સાથ,
વિંચું આંખો વેરની, વફાઈને હાથ.
કે બુઝરૂગ [1]શાહની તે શાહીનો ખાસ,
થયો બદતુખમ તુર સલ્લમથી નાસ.
ફ્રીદું દુઃખી દર્દથી શું થયો,
ઇરચ નામેવર જો કતલ થઈ ગયો.
કરી મેહેર માંગ એ સિવાએ તમામ,
પછી શાહા પાસે તું મોકલ પયામ.
ન સમજે આ મારા ખુબીના સુખન–
થી, સુસ્ત હમને થયલા તારૂ અંજુમન. ૨૨૪૪
નથી કંઇ હું કેહતો એ મોહબત સિવાય,
સરંજામ જોઊ છું સારો હું આય.
સેપાહ ગંજ મુજ, તુંથી ઝયાદા તમામ,
છે મર્દીમા આગળ તુંથી મારૂ નામ.
મગર આય કીનો ઊઠાવ્યાથી ખાસ,
બેદાદીથી ખુન રેડવા ચારા પાસ.
બળે છે આં મુજ દીલ, સેપાહ પર વિષેશ,
કરૂચ કીનો તોડવાની જેથી કુશેશ.

1-શાહ ફ્રીદુનની.

બીજું એ કે તે કીર્દેગારે જહાન-
ની, બીહુ છું ઝાહીર ને બાતીન મેહાન.
બની ના પસંદ કરશે તે દાદગર,
ઝમીં મુલ્કનો નાશ કરશે ઝબર.
જો હોય મારી વાને ફેરવતો તું સર,
ને ચાહતા હોય મુજથી લડાઈ ઝબર
ગુનેહગાર ધારે તું મુજ બેગુનાહ,
ન કરતા હોય મુજ વાતે જો તું નિગાહ.
છે દાદો, ને ઇન્સાફ, સર્ખાં તું પાસ,
નથી જંગ વધારવા સિવા કોઈ કયાસ.
લે સર્દારો ચુંટી દીલેરે ઇરાન,
ગોરઝથી જે લડવાને લાયક નિદાન. ૨૨૪૫
હું બા મારાં લશ્કરથી લાયેક નર,
લડાઈને માટે ચુંટી લઇશ ગર.
લડાવ્યે પછી તેઓને એક દીગર,
ને લાવ્યે ફરી જગમાં નામવર.
તેમજ હું ને તું બી વળી જંગગાહ,
ઊતર્યે ઝરૂર એક બીજા કીનેખાહ.
તો લોહી રેડવાથી આં નિર્દોષ તમામ,
અને જંગ કરવાથી પામે આરામ.
ગુનેહગાર જાણે જેને તું આં વખ્ત,
ને દીલ તારૂ હોય દુઃખી તનાથી સખ્ત.
લાવશ જંગને દી તેને તારી પાસ,
કે જોઇશે તુને કબોલ કરવો બી ખાસ.
અગર મારાં ખુનમા તું ફાવે જો સખ્ત,
ઊંધું થાય તુરકા દીલરાનું બખ્ત.

ન તું દુઃખ દે મુજ સેપાહને અઠાગ,
ઝમીં, મુલ્ક, તખ્તે, લગાડે ન આગ.
સેપાહ દીએ ફરવા તું પાછી તુરાન,
કમિગાહથી તેને પુગાડે ન ઝવાન.
ફતેહમંદ થાઊ તું પર હું જે વખ્ત,
અને નેક ફળ જો દીયે મારૂ બખ્ત. ૨૨૪૬
ઇરાંનીઓ પર ના કમિગાહ કરશ,
નહીં વેર લેવશ, ન ગુસ્સો ધરશ.
તરફ શેહેરે ઇરાં જવા દઇશ રાહ,
દરેકને હું મોકલીશ નઝદીકે શાહ.
ન ઓછો તેમાં એકબી થઈ જશે,
[1]ઝરર માલો જીવને ન તેના થશે.
ન ચાહતો હોય લડવા એ રીતે તમામ,
જુદી રીતે ચાહે જો કરવાને કામ.
ને લશકરથી લડવાનો જો હોયે વિચાર,
તો કુલ તારૂ લશકર લડઇમાં ઉતાર.
પછી ખુન જેટલાં લડઇમાં થશે,
તે બદલે મિનોઇમાં તું લટકી જશે.
ને બાંધ્યું તે ડોરીથી નામું અગર,
બોલાવ્યો પોતાનો પીયારો પીસર.
હતો બેટોબી અફસરે અંજુમન,
જેનું નામ રૂઇને રૂઇનતન.
કહયું જા તું ગુદર્ઝ પાસે શીતાબ,
કરી વાતો ડાહી સમજજે જવાબ.
દરે પીરાંથી પડયો રૂઇન બાહાર,
બની નામાબર, સાથ લઈ દસ સવાર. ૨૨૪૭

૧–યાને નુકસાન.

ને આવ્યો અકસ્માત રઓશન રવાન,
ઝડપથી તે [1]પહલવાંના તંબુ મેયાન.
પીરાંનો રૂઈન આવ્યો દર્ગાહિ ખાસ,
દોડયો કોઈ, સેપાહના તે [2]પહલવાન પાસ.
કે પહલવાને તેર્યો તે કાસદ નિદાન,
જો પરદામાં આવ્યો જેવો તે જવાન.
તે આવ્યો ને ગુદર્ઝે જોયો જો ખાસ,
અદબથી નમાવ્યુંબી માંથું તે પાસ.
તો સર્દાર ઉઠયો જગાથી મગર,
શીતાબીથી ધર્યો બગલમાં ઝબર.
ખબર પુછી પીરાં, ને લશકર, તણી,
દીલેરોની, શાહની, ને કીશવર તણી.
રૂઇને તે નામાને કાઢીને પાસ-
ધરી, કહયો પોતાનો પયગામ ખાસ.
વાંચ્યું આવીને નામું મુન્શીએ ખાસ,
કહયો સાર નામાનો ગુદર્ઝ પાસ.
જો વંચાયો ગુદર્ઝ પાસે પેગામ,
તો હયરત થયા નાંમદારો તમામ.
હતી સારી વાતો, સુબોધો, તમામ,
તથા નેક શેહો, સલાહના કલામ. ૨૨૪૮
કે દાંના પીરાંને શું લખ્યો પયામ,
કેવા નેક બોધો, તે વાંચ્યા તમામ.
રૂઇન પાસે બોલ્યો પછી પહલવાન,
એ સર્દારના બેટા [3]ફરરોખ જવાન.
થવો જોઇએ મેહમાં ન અવલ મુજ શીતાબ,
પછી માંગજે નામાનો તું જવાબ.

૧-ગુદર્ઝના. ૨-ગુદર્ઝની. ૩-ભાગ્યશાળી.

નવો તંબુ ખાલી કીધો ત્યાં મુદામ,
ને બેઠક સજી પાદશાહી તમામ.
ને રેશમને કપડે સજાવ્યો ખરો,
આવ્યા હાલા ખાનાના, રામેશગરો.
પડયો અંદેશામા દીલે પેહેલવાન,
સલાહકારોથી બેઠો સલ્લા મેયાન.
રચી રાખ્યો પયગામનો તે જવાબ,
કીધો ત્યાર સૌ નેક વાતે શીતાબ.
કે એક હફતો ગુદર્ઝે ગાયણ શરાબ-
થી, નામાનો તૈયાર કીધો જવાબ.
ઊચેથી સુરજ ગેતી અફરૂઝ જે,
ફરી ચુકયો અર્ધો, કે [1]સર્દારે તે.
શરાબ, ગાણું, રાંમેશની, કરતાંજ ખાસ,
બોલાવ્યો તે કાસદને પોતાની પાસ. ૨૨૪૯

## ગુદર્ઝ તરફથી પીરાનનાં નામાનો જવાબ.

વિટો હફતો કે આઠમે દીન સહવાર,
તેડયો [2]શાહે લખનારો નામું તેવાર.
ફર્માવ્યું, તો નામાનો લખ્યો જવાબ,
નવા કીનાનું બીજ રોપ્યું શીતાબ.
શરૂ નામુ કીધું દોઆથી શીતાબ,
લખ્યો બાદ એકેક તણો ખુબ જવાબ.

૧–ગોદર્ઝે. ૨–ગુદર્ઝે

કે વાંચ્યું છે મેં તારૂ નામું તમામ,
સમજ્યા છે એકેક તારા કલામ.

પુગાડયો છે રૂઇને મુજને પયામ,
કહયાં તેં જે એકક પછી સર્વ નામ.

તારાં કામે તાઅજુબી લાગેચ મગર,
મને એવી ખુબ તારી વાતે ઝબર.

ન દીલ તારૂ મળતું ઝબાં સાથ ખાસ,
અકલનો નથી ગંજ તું જીવની પાસ.

કરે છે હરેક કામે નર્માસ તું,
કરે છે શીરીં વાતોબી ખાસ તું.

ન હોય કોઈમાં જાતી બુદ્ધિ અગર,
તે વિશ્વાસ લાવે તારી મેહેર પર.

તું ખારી ઝમીન છે, કે જે દૂરથી આબ,
જેવી લાગે, જ્યારે તપે આફ્તાબ.

નથી કામ આવતા ફરેબો, ને બંદ,
કે વખ્તે ગોરઝ, નેઝાઓ, ને કમંદ.

કીનો, જંગ, વિના કંઈ નથી તુંથી બસ,
નથી જવાબ વાતોનો આં કંઈ દીવસ.

હવે જો ફરેચ કેમ આંસ્માન સહી,
સગઈ ફંદ માયાની જગ્યા ન રહી.

કુવત કોણે દે છે તે યઝદાન સખ્ત,
કોણે બખ્ત દે છે ફતેહમંદ તખ્ત.

સમજ વાતનોબી જવાબ આં મગર,
ચલાવ બખ્ત આગળ, અકલ દોસ્ત કર.

પ્રથમ તું કહે છે કે મોહબતને કાજ,
ને યઝદાં, તથા આં કયાંમતને કાજ.

ન ચાહતો કે આગળ પડે કરવી જંગ,
છે દીલ મારૂ એ વાતે રંજીદા તંગ.
ઝખાંથી ન દીલ તારૂ મળતું હતું,
તું હોઠે જો ખ્યાંન આં નિકળતું હતું.
જો તુજ દીલે કંઈ દાદ જેવું હતે,
તો ખુનની નહીં પેહેલ તુંથી થતે.
પ્રથમ ગેવ આવ્યો હતો તારી પાસ,
ડાહયા, દાંના, સંગ જંગી, બાહદુરો, ખાસ. ૨૨૫૧
હરેક વાતો કીધી તુંથી સર બ સર,
દરેક નાંમદારો ને મુલ્કોની હર.
કીધી કંઇક નસીહતો, તકરાર, નેક,
બુઝર્ગે ઇરાં પાકીઝા મગઝ છેક.
સેપાહ જંગ માટે કીધી તેંજ ત્યાર,
મુલક લેવા, પડયો મુલકથી તું બાહાર.
કીધી પેહેલ તેંજ આય જંગની તમામ,
સેપાહ તેંજ હટાવી જગાથી તમામ.
પુઠે આવી અક્કલ, તે હોતે પ્રથમ,
તો રાહત સલાહથી થતે દમ બ દમ.
બુરી ટેવ, બદ લોહી, તારૂ ઝરૂર,
કરે છે તુને અકલની રાહથી દૂર.
બદી જાતી ગુણ છે, તુખમમાં તમામ,
છે કૂર્તાને લાયક એ ગુણો મુદામ.
તું જાણેચ, કે એરચ ઉપર નેક બખ્ત,
પડયું તુરથી શું લીધે તાજ તખ્ત?
બદી તુર સલ્લમથી જંગમાં મુદામ,
ફેલાયાં કીનો, ને બેદાદી, તમામ.

ફરીદું દુઃખી દીલે રાતો દીવસ,
તે પર કરતો લાઅનત બે હોટોથી બસ. ૨૨૫૨

મદદથી તે નેકીના રબની અગર,
દયામાં પળેલો દયાળુ જીગર.

મનુચેહરે કીનો લીધો બેગુમાન,
સુધારી બુઝર્ગીના દબદબે જહાન.

બદી તુરે કીધી, બદી જોઈ સખ્ત,
ઘણોએક નિકળી ગયો જેને વખ્ત.

બુરી ટેવ આવી અફ્રાસ્યાબ પાસ,
તે કમ અકલના નામદારોથી ખાસ.

ઊઠાડ્યો છે કીનો મનુચહર થકી,
નવેસરથી, કોબાદ, નવદર થકી.

બન્યું તે કરી કાઉસથીબી લીધું,
ને આબાદ ઇરાં ને વિરાં કીધું.

પછી ખુંનથી સિયાવક્ષના મુદામ,
નવા કીનાના બીજ રોપ્યાં તમામ.

ત્યારે લાગુ ઇન્સાફે ના તારૂ ધ્યાન ?
ખોયો જ્યારે નિર્દોષે પ્યારો તે જાન ?

કેટલા બુઝરગો તાજના, તખ્તગાહ,
ઇરાંના, આ કીનામા બન્યા તબાહ.
તું કહે છે કે ઝઇફીની સાથે અગર,
કે ખુન રેડવા કેટલી બાંધશે કમર ? ૨૨૫૩

સમજ તું એ દાંના દગાબાઝ નર,
અને ચઢતી પડતીના જોયલા મગર.
કે યઝદાંએ મુજને આં ઝીંદગી દરાઝ,
ને દીધું છે એમ બખ્ત ગર્દનફરાઝ.

કે જંગને દી શેહેરે તુરાંથી શીતાબ,
કીનામાં ઉડારશ હું ગર્દ આફ્તાબ.

છે ડર મુજને કે મારો યઝદાન તે,
લીયે કાઢી તનમાથી મુજ જાન તે.

પુરેપુરો કીનો અગર [illegible]ના ધરૂ,
મુલક મેહેલ પામાલ જો ના કરૂ.

ત્રીજું કહે છે તુ કે તે યઝદાને પાક-
નો જોતો નથી, તારાં દીલમાં હું ધાક.
નથી જાણુતો? કમઅકલે રેડેલાં ખુન-
થી, આખરે બંધાશે તન તુજ જબુન.
હવે હું જો તારાં નરમ આં બયાન-
થી, પાછો ફરૂ તારી જંગથી નિદાન.
તો ઇન્સાફને વખ્ત તે દાદગર,
આ જગના ચલન માટે પુછશે અગર.

કે સરદારી, ઝોર, અને મરદાઈબી,
દીધાં મેં તને ગંજ દાનાઇબી. ૨૨૫૪

તો સ્યાવક્ષને કીને, કમરબંદ કમર,
ઈરાંનીઓ સંગ કાં ન બાંદ્યો ઝબર?

ને ખુન માટે સી-તેર પ્યારા પીસર-
ના, પુછશે મને દાવરો દાદગર.
તો ગેતીના સાહેબની પાસે જવાબ-
શું દેવશ? કાં ફર્યો હું જંગથી શીતાબ?

ને ચોથું સિયાવક્ષના કીનાનું બ્યાન-
તેં કીધું છે, બુઠ્ઠા ઓ સરદાર માન.

કહેચ તનને માટે, કે થયલું જે ખાક,
ન લેવો ઘટે જાન જીવતાંનો પાક.

તો ભુંડાં તારાં કામો તું યાદ કર,
દુઃખવનારાં હર રીતે દીલને ઝબર.
જે કીધાં છે શેહેરે ઇરાં સાથે થાર,
કીધા કેટલા ક્યાંની આઝોર્દે અપાર?
તોડયા કૌલ કેટલા, કીધી શુંશું જંગ?
હંમેશાં ઠઉચો તું ભુંડાઇની સંગ.
સુલેહ કેમ કરૂ એ જો આવે છે યાદ,
ગણી તેંતો નેંકી, બુરઇને આબાદ.
ને પાચમું કહે છે કરાર હું કરશ,
ને તુરકી સરદારોને ગીરવી ધરશ. ૨૨૫૫
ને મોકળશું ખુસરૂની પાસેબી ગંજ,
કરશું બંદ હમારી ઉપર રાહે રંજ.
તુરાંની સેપાહના નિગેહબાંન જાણ,
નથી અમને શાહથી હુકમ એ પ્રમાણ.
હુકમ છે મને જંગ, હુમ્લો, જબુન,
ને ખુને સિયાવક્ષમાં કરવાને ખુન.
હુકમ તોડુ ખુસરૂનો જો બેગુમાન,
તો શર્માયે દરગાહે દાવર રવાન.
ઉમીદ હોય ખુસરૂની માયાની એ,
કે તુજની આં વાતોએ તે ધ્યાંન દે.
તો ગીરવી, ખઝાનો જેબી હોય દસ્ત,
ને રૂઇન, ને લહકાક, ખુસરૂ પરસ્ત.
રવાંના તે કરજે તુરત પેશે શાહ,
તરફ શેહેરે ઇરાં, ની ખુલ્લી છે રાહ.
ને છઠું તે શેહેરો, કીધાં તેં જે યાદ,
છે ફળદરૂપ મુલ્કો, ઝમીંબી આબાદ.

ને કહે છે તે સર્વે મુલક સોંપી દઇશ,
સેપાહ એકકે એકને બોલાવી લઇશ.
મને કીધો છે દાવરે એથી પુર,
ન જાણુતો હોય તો ભેદ ખોલું ઝરૂર. ૨૨૫૬
કે પશ્ચિમ તરફનો મુલક જે ખઝર,
લોહરાસ્પને તાબે થયો સર બ સર.
ને દક્ષિણ તરફથી તો છેક સિંધ પાસ,
ઝમીં થઈ છે રેશમ રૂમી જેવી ખાસ.
ને રૂસ્તમે બહાદુરે તલવારે તેઝ,
કે દમ તેના કાઢી કીધી રસ્તખેઝ.
ને સર્દારે હીન્દુ, ને ઝુંડો સિયાહ,
મોકલ્યો છે રૂસ્તમે નઝદીકે શાહ.
દહેસ્તાં, ને ખાર્ઝમ, મુલક ને ઝમીન,
ઊઠાવ્યું'તું સર તુર્કીઓએ યકીન.
તો મયદાન શત્રુથી ખાલી થયું,
જ્યાં હમ્લામા લશકર હમારૂ ગયું.
વર્સાવ્યાં કરાં અશકશે શીદેહ પર,
મરણ કાંઠે લાવ્યો છે તેને ઝબર.
કેદીઓ, ને ગંજોની ચીઝો, દરેક,
રવાંના કીધી ખુસરૂ પાસે હરેક.
તું ને હું છીયે હયાં લડાઇમા મુદામ,
છે નાંમોશી ને કીર્તિનું આ મુકામ.
દીલેરીતો મારી તેં જોઇચ ઘણી,
ને સિહ, બાહદુરો, નામદારો, તણી. ૨૨૫૭
હવે સામસામી જો તું આવી જાય,
કરૂ તુને છુટો બધી વાતે આય.

તે યઝદાંના કૌવતે, ફર્માને શાહ,
કરશ ખુનમા ગર્ક આં જંગગાહ.

સેપાહના પહલવાન અય નામવર,
નઝર મેહેર માહની આ ગર્દીશે કર.

ફલકનો નિચે આયો ફાંદો ઝબર,
છે કાતરમાં તુર્કીના બખ્તોનું સર.

તું જોજે તારાં બુરાં કામે મગર,
શું લાવે છે યઝદાં તારા સર ઉપર.

ઝમાનો આં છે બુરાં કામોથી દૂર,
બુરાઇનો બદલો બુરો છે ઝરૂર.

ઉઘાડી તું કાંનો ઘણો કર વિચાર,
સમજ વાત ડાહયા નરોની અપાર.

સમજજે કે આં લશકરે નામદાર,
છે એક લાખ તલ્વારો સાથે સવાર.

છે સઉ નામ શોધનારા, સઉ કીનાખાહ,
જે હટશેના જાદુથી આં જંગગાહ.

તારી સાતમી વાતનો આવ્યો વખત,
વફા તું દેખાડે છે સોગંદે સખત. ૨૨૫૮

નથી કૌલની વાત તું હું બેયાન,
નથી તારૂ ડાહપણનો સાથી રવાન.
કરે છે તું જે સાથે કૌલો કરાર,
કરે છે વફા તેની રડતી અપાર.

થયો તારા સોગંદે સ્યાવક્ષ ઠાર,
ન કોઈ કરતું તુજ વાતનો એતેબાર.
ન દુઃખને દીવસ કોઈ થયો યાદગાર,
કીધો યાદ દુઃખમાં તુને બેશુમાર.

ને આઠમું તું કહે છે મારૂ તાજ તખ્ત,
વધારે છે તારાથી મર્દી ને બખ્ત.

તેમજ છે વધારે સેપાહુબી ને ગંજ,
મગર માયા કાજે છે આં દીલે રંજ.

હું ધારૂ છું હમણાં સુધીમા નિદાન,
મને જોયો છે જંગમાં બેગુમાન.

મને ધાર્યો હોય બેહુંનર જંગે ખાસ,
તો જાણે તું! જોઇયે ફરીથી તપાસ.

ખઝાના, તખત, તાજમાં, ને હુંનર,
બરાબર થવશ તુંથી હું સર બ સર.

કહેચ અંતે મર્દાને મર્દોની પાસ—
થી, ચુંટ મર્દો ને જંગ માટે તું ખાસ. ૨૨૫૯

સેપાહ તુર્કીમાંથી હુંબી એ મીસાલ,
સવારો દીલેરોને લાવીશ ખુશાલ.

સેપાહની દયા ખાઇને દમ બ દમ,
નથી ચાહતો ફયેલાવા કીનો સીતમ.
દયાથીજ ભરે છે કદમ હુ બ હુ
તારા દીલના જાણે છુપા ખ્યાલ તુ.

બને ગુસ્સે મુજથી તે ગેતીનો શાહ,
જુદી એક બીજાથી કરૂં જો સેપાહ.

સેપાહ પુરગુનાહ સામે છે જો તદન,
જેથી દર્દે પુર છે, દીલે અંજુમન.
એવાઓથી પાછો ફરૂ વાતે આય,
નહીં મળતો મુજથી મારો શાહા થાય.

પ્રથમ પાહાડ જેવી સેપાહથી તમામ,
ઘટે ફુટકો પડવો બે બાઝુ મુદામ.

સમારવી સફો એ સેપાહ એ મેદાન,
મળે જેથી ફતેહ કદી બેગુમાન.
નતો મર્દ નામેવરોથી તમામ-
ચુંટીને, સજાવીશું જંગનું મુકામ.
જો ફેરવશે આં વાતે તું તારૂ દીલ,
કે મુજ વાતે ફેરવશ ન હું મારૂ દીલ. ૨૨૬૦
જો તું હાલમા મારી સંગ જંગગાહ,
ઉતરવું ન ચાહે આ લઇને સેપાહ.
તો માંગ તારા શાહથી મદદની સેપાહ,
ને રાખજે તારી હદ ઉપર તું નિગાહ.
સેપાહથી જે પડયા છે ઝખમી મુદામ,
તારા ખેશી, ને પક્ષદારો તમામ.
તુ થોભ થાય સાજા તબીબે મુદામ,
હવે દીલ શોધવાનું છે તારૂ કામ.
ધીરજ, વખ્ત, જોઇયે તો લે મારી પાસ,
ન તો કર તઇયારી, લડઈ ચાહે ખાસ.
કહુંચ એ લીધે કે તું જંગને દીવસ,
ન કાઢે બહાંનાઓ મારેથી બસ.
આવ્યો લડવા એકદમ અમોથી સખત,
કમિગાહ કીધી, ના દીધો કંઈ વખત.
અગર આ કીનો હું રહી સો વરસ-
લેવશ, તોબી હમણાં જેવો સખ્ત બસ.
કીનાથી કરૂ એવી ધરતો ન આસ,
દીનો રાત છે એક મુજ આંખ પાસ.
થયો પુરો નામાનો જ્યારે જવાબ,
બોલાવ્યો પરી જેવો [1]કાસદ શીતાબ. ૨૨૬૧

 ૧-યાને રૂઇનને.

હતો ઘોડે, બાંધી કમરબંદ કમર,
હતા કંઈક સાથે સવારો મગર.
ઉતર્યો રૂઈન જંગી, ઘોડેથી ખાસ,
લાવ્યો સઉ દીલેરોને સર્દાર પાસ.
ફર્માવ્યું જો સરદારે તો અકલવર,
સેપાહના દરેક દાંનાઓ નામવર.
તુરત તેઓ આવ્યા પહલવાન પાસ,
કે રઓશન રવાંનો, અકલમંદો ખાસ.
તે નામાનો, જંગીઓ પાસે જવાબ,
કહયું વાંચવા [1]પહલવાને શીતાબ.
જો દાંનાઓએ નામું તે દીલપઝીર,
સમજ્યુ મુબારક [2]ઝબાંને દબીર.
ગણ્યાં તુચ્છ અકલ, હોશ, પીગં તણાં,
ગણ્યાં સર્વે બોધોને હલકા ઘણાં.
અને કીધી ગોદર્ઝ ઉપર આફરીન,
ગણ્યો નામવર પહલવાંને ઝમીન.
કરી મોહર નામું દીધું તેની બાદ,
પીરાંના રૂઈનને, જે વિસેહ ઓલાદ.
ઉઠયા તેઓ ગુદર્ઝ પાસેથી જયાર,
ફર્માવ્યું, કે સરપાવ કીધો તયાર. ૨૨૬૨
ઘોડાઓબી અરબી, ઝરીની લગામ,
ઝરીન મ્યાંનની તેગો તાજો તમામ.
ને સાથીઓને દીધું ચાંદી ને ઝર,
કમરબંદ, કોલાહ, લાયકોને મગર.
ગયો ત્યારે રૂઈન, ને આં દસ સેપાહ,
ને પકડી પોતાના તે લશ્કરની રાહ.

૧—ગુદર્ઝે. ૨—મુન્શીની ઝબાંનથી,

જો રૂઇન ગયો પીરાં નઝદીક ખાસ,
આવ્યો ઘટતી રીતે પીદરની તે પાસ.
અને સર નમાવ્યું તેના તખ્ત પાસ,
ધર્યો છાતીથી હાંના પીરાંએ ખાસ.
પુગાડયો જો સરદારે શાહનો પયામ,
જે મયદાંને જોયું, કહયું તે તમામ.
પછી વાંચ્યું મુનશીએ નામું તે પાસ,
થયો ચેહેરો ડાંમર, [1]પહલવાંનો ખાસ.
થયું રંજીદા દીલ, ડર ભર્યો જાન,
સમજ્યો કે આવી છે પડતી નિદાન.
ધીરજ ને ખમોશી ધરી બહુ લીધી,
સેપાહને તે વાતો ન ઝાહેર કીધી.
પછી એમ બોલ્યો તે પેશે સેપાહ,
નથી આવ્યું ગોદર્ઝનું દીલબી રાહ. ૨૨૬૩
ખુને, તેના સી-તેર વાહળા પીસર,
નથી લેતું કીનાથી રાહત જીગર.
જો એમ તેણે વિટેલી વાતો ઉપર,
ઉઠાવ્યો નવેસરથી કીનો ઝબર.
તો શા માટે ભાઇને કીને કમર–
ન બાંધુ, ઉઠાઉ ન કીનામા સર.
થયાં ખુન નવસો, સરે નામવર,
થયાં જુદાં તનથી લડાઈમા ગર.
તુરાંની ઝમીં મુલ્કમા કોઇ દીગર,
નથી સ્વાર, બાંધે હુમાં સમ કમર.
સરવ સાંયો ફેંકનારૂ તે નસ્તીહન,
એકાએક ગુમ થઈ ગયું જે ચમન.

1–પીશાનનો.

જેથી જોઇયે આપણુને કસ્વી કમર,
ન રાખીશ ઇરાંના હું મુલ્કો શહર.
તે ચઝદાંના, ઝોરે ને શમ્શીરે તેઝ,
કરશ તે સેપાહની ઉપર રસ્તખેઝ.
હતા ઘોડાઓમાં જે લાયક મુદામ,
લાવ્યા ચારોગમથી તે મયેદાં તમામ.
કીધા સ્વાર, પ્યાદા સેપાહો અપાર,
દીધા લડવા ઘોડાબી બખે તેવાર. ૨૨૬૪
ખોલ્યો જુના ગંજોનો દર તેજવાર,
અને દીલ લગાડયુંબી દેવા દીનાર.

## પીરાનનું અફ્રાસિયાબ ઊપર પયગામ મોકળવું અને તેની પાસેથી મદદ માંગવી.

કરી એ ચુકો કે અફ્રાસ્યાબ પાસ,
મોકલ્યો સુતી વખ્તે કાસીદ ખાસ.
હતો દાંના કાસીદ, વિચારોનો પીર,
સુખનવર, બહાદૂર, સવારે દેલીર.
તું જા કહે ઝમીંને તુરાં શાહા પાસ,
એ શાહ! તાજ શોધનારા ઇન્સાફી ખાસ.
કે જ્યારથી બુલંદ આંસ્માંનો મેહરાબ,
સિયાહ ખાકે ફરતો થયો જો શીતાબ.

નથી બેઠો તું જેવો શાહ તખ્ત પર,
આવ્યું નામ શાહી નથી કોઇને ખર.
ન તું સીવા લાયક થયો તખ્તથી,
કોલાહુથી, કમરબંદથી, બખ્તથી.
તું શાહથી થવાનો તબાહ, જેબી ખાસ,
લડાઇને દહાડે આવે તારી પાસ.
ગુનાહગાર બંદો છું તારો ;અગર,
ફેરવ્યું તારી ડાહી સલ્લાથી સર.
ખફા ખુસરૂ માટે છે મુજથી તું શાહ,
મગર એમાં જોતો ન હું મુજ ગુનાહ. ૨૨૬૫
થવાનું થયું. મરજી રબની હતી,
વધુ વાતે હાસેલ નફો ના રતી.
નઝર નેકથી જોયે જો મુજને શાહ,
કરે ખુલ્લી ગર્દન, ને બખ્શે ગુનાહ.
પોંહચાડું હવે આં ખબર શાહને હું,
કે આંસ્માને નોકરને બતલાવ્યું શું ?
કનાબદના પાહડે મેં ખેંચી સેપાહ,
અને લીધી બાંધી ઇરાંનીની રાહ.
સેપાહ ત્યાંથી આવી ઝબર બેદીરંગ,
સેપેહદાર ગોદર્ઝ, સરદારો સંગ.
કે ઇરાંથી, વખ્તે મનુચેહેર શાહ-
થી, આવી ન તુરાંમા એવી સેપાહ.
જગા જેને રયબદમા કીધી છે ખાસ,
સેપાહ રાખી નઝદીકના કોહો પાસ.
સેપાહ રાત દી ત્રણ, મીસાલે [1]પલંગ,
ઊભી સામ સામી કરી મોંહો તંગ.

1—પાને ચિત્તો.

લઢાઈ ન શોધી અમે જંગગાહ,
કે આવશે તે મેંદાંને સામી સેપાહ.
ન થાકયો તે સરદારે ઇરાં અગર,
સેપાહ કોહથી લાવ્યો ન મેદાં મગર. ૨૨૬૬
તો દુન્યાંને જીતનારો ભાઈ હુમાન,
કીનામા થયો ત્યાર લશકર એયાન.
ગયો લડવા સામે ઇરાનીઓ તે,
ન જાણું થયું શું શેરે નરને એ.
આવ્યો જેથી લડવાને ગીવનો પીસર,
દીલેર જંગી હુમાંથી બાઝયો ઝબર.
મુવો હાથે બેઝન જેવાને અગર,
ફરયું છે જેના ગમથી આ મારૂ સર.
હતું, કોંણ જાણતું કે [1]સર્વે બુલંદ–
ચમનના, ને તનખાંથી પુગશે ગઝંદ.
તુટાં છે દીલે નામદારો મુદામ,
જેના દર્દથી ગઈ ખુશાળી તમામ.
વળી બીજું કે નસ્તીહન નામદાર,
લડાયક સવારોની સંગ દસ હઝાર.
ગયો મુજ પાસેથી બાંમદાદ મ્યાન,
પુછું તેનેબી ગુર્જે બેઝનથી ઝયાન.
દુઃખી દીલે થઇને મેં ખેંચી સેપાહ,
ને આવ્યો પોકારતો પછી જંગગાહ.
ને જંગ, જ્યાં સુધી રાત થઈ પાહાડ પર,
કીધી લશકરોએ મળી એક દીગર. ૨૨૬૭
ને નવસો દીલેરોબી શાહના ગયા,
લડઇગાહે તનથી વગર સર થયા.

1-ઉંચુ સરવનું ઝાડ.

દીલેરોમાં બે ભાગે આં અંજુમન,
છે દીલ દર્દે, ઝખ્મી, ને શમ્શીરે તન.
ઇરાંનીઓ ફાવ્યાચ અમારી ઉપર,
કસી છે જેઓએ કીના પર કમર.
છે ડર, કે આ આંસમાન ફરતું અગર,
તોડી દેશે આપણુની સઘળી મહર.
જેની બાદ સમજી બુરી એક ખબર,
જેથીગી થયો છું હું બરગશ્તા સર.
કે આવે છે કયખુસરૂ લઇને સેપાહ,
મદદ માટે ગુદર્ઝની જંગગાહ.
અગર હોય જો કે આ સાચી ખબર,
અમો તર્ફ ખુસરૂ કરે છે ગુઝર.
તું જાણે છે શાહ, કે હું લઇને સેપાહ,
જવશ ના તેની સામે થઇ કીનેખાહ.
મગર શાહ સેપાહ લેઇ કીનાથી ભરી,
ઇરાં તર્ફ લડવાને આવે ફરી.
બદી તુર્કીઓથી કરે દુર અગર,
કીનાનો કમરબંદ બાંધી કમર. ૨૨૯૮
અમારા અગર જાન ઇરાં સેપાહ-
થી જાએ, તો કોઇ નથી કીનેખાહ.
સમજ્યું જો પીરાંનુ કાસીદે બ્યાન,
તો દોડયો તે પુંકતો પવનની સમાન.
કે બેઠો તે ઉંચી ને તેઝી નિદાન,
બુલંદ સાંઢણીએ, ગો આતશ સમાન.
પુગો જ્યાં સુધી. પાસે અફ્રાસેયાબ,
લીધો દમ ન રાહમા, ન આરામ ખાબ.

હવા સમ તે આવી પુગો શાહા પાસ,
ચુંમી તખ્ત દીધો તે પયગામ ખાસ.

પીરાંની દુઃખી વાતો સમજી રહયો,
દીલે દુઃખી, ને ઝર્દ ચેહેરે થયો.

થયો દીલે ઝખમી મુવેલાંથી ગર,
દીધું દુઃખ દીલને એ વાતે ઝબર.

દુઃખી એ કે શત્રુથી તેની સેપાહ,
જતી નાહસી, ને મુલ્ક બનતા તબાહ.

લીધો ઘેરી હર તર્ફ જંગે ઝબર,
બની તંગ ગેતી દુઃખે તે ઉપર.

છતાં સમજી પીરાનનો તે પયામ,
ને જોયું ટકેલું છે લશ્કર તમામ. ૨૨૬૯

બતાવી ખુશી દોઆ સાથે મુદામ,
થયું દીલ ભિત્તરથી રોશન તમામ.

બોલાવ્યો તે કાસદને પાસે તેવાર,
ધીરજથી તે રાતે ચલાવ્યો વિચાર.

સહવારે તેણે તાજ સર પર ધરી–
ને, કાસદને પાસે બોલાવ્યો ફરી.

કહયું તેને હયાંથી જા પાછો તું ખાસ,
મુબારક અકલ પીરાં જંગીની પાસ.

## અફ્રાસયાબ તરફથી પીરાનના પયગામનો જવાબ.

જવાબ એ દીધો, કેહેજે તેને નિદાન,
કે રાસ્તીના કેહનારા, નામી પહલવાન.
જન્યો પાક તન માંદરે જ્યારથી,
કીધું'ચ તુએ તન ઢાલ સમ ત્યારથી.
બુલંદ આબરૂ તારી છે મારી પાસ,
બુલંદ મર્તબો છે દીલેરોમાં ખાસ.
હરેક કામે ખરચે છે પોતાનો ગંજ,
ને મુજ માટે વેઠે છે ભારે તું રંજ.
ગયો લઈ તું ચીનથી ઇરાં તક સેપાહ,
કીધાં શત્રુના બખ્ત, દીલ, તેં સેયાહ.
છે સર્દાર તું, પહલવાને ઝમીન,
તારા જાન પર હો હઝાર આફ્રીન. ૨૨૭૦
રહયો તું પશંગ તુરની માયા મેયાન,
ફલક કરશે ના તું જેવો પહલવાન.
ન જોશે સેપાહ તું જેવો નામદાર,
ન તું જેવો દાના કમર બાંધનાર.
પ્રથમ તું કહે છે કે આપણી સેપાહ—
માં, ધારૂ છું હું પોતાને પુર ગુનાહ.
આવ્યો ખુસરૂ તુરાં ઝમીંથી, ઇરાન,
ફેલાવ્યો કીનો આપણી પર નિદાન.
સમજ શાહ છતાં છું ન ગમગીં હું આજ,
નથી યાદબી કીધી દીલમા તે કાજ.

ન એ માટે તંગ દીલ કરતો તું આં,
એવાં દુઃખે દીલથી તું શરમાતો નાં.
બીના છે જે બનવાની દાદારની,
ઝરૂર શું તેમાં બોધ દેનારની.
મોટઈ મુજથી ખુસ્રૂ મેળવશે નહી,
ના ગણુતો નબીરો, છે જુઠો સહી.
મમાવો નથી હું તેનો આ જહાન,
ન એ વાતે જોતો હું બાહનું નિદાન.
નથી તેના કામે ગુનેહગાર કોઈ,
મનેબી ખુદાથી ન તકરાર કોઈ. ૨૨૭૧
તેણે કામ ધાર્યું, થયું તે મગર,
તુંથી શું પુગો રંજ મુજ દીલ પર?
કહે છે સેપાહના તું કામે દીગર,
ને ફર્તાં ફલક માટે ને માહ મહર.
નથી આંસમાં ફરતું સરખું બુલંદ,
કબી ખુશ કરે છે કબી ગઝમંદ.
ન દીલ ઝખમી કર એવાં કામે નિદાન,
ન રાખ એવા ખ્યાલે તું બાંધેલો જાન.
એમજ છે લખેલું લડાઇનું કામ,
ફરેચ ફરતો ગુંમ્બદ હરેક ઠામેઠામ.
ચઢાવે છે ઉંચે તે ખુરશીદ પર,
ને ખુર્શીદથી લાવે નિંચે તેનું સર.
મુવાં માટે બોલવું છે સ્વપનો મગર,
ન ફેરવતો ભાઇના કીનાથી સર.
જો હોય ભાઇના દર્દે ઝખ્મી જીગર,
હકીમોથી તેને નફો ના મગર.

ત્રીજું કહે છે કયખુસરોબી તખ્તગાહ-
થી, આવે છે જંગમા આં, લઇને સેપાહ.

નથી સાચી, તુને મળી જે ખબર,
કે પાયતખ્તથી ખુસરૂ આવે છે ગર. ૨૨૭૨

મગર તુસ સરદાર, સંગ લઈ સેપાહ,
દહિસ્તાંન બાજુ તે આવ્યો છે રાહ.

એવા દહાડાની કોઈ રાખે ન આસ,
કે આવશે વધી, જંગ કરવાને ખાસ.

છે ખુદ ખ્યાલ મારો કે હયાં તખ્તગાહ-
થી, તે તર્ફ જયહુન ઉતારૂ સેપાહ.

ન રાખશ હું ગોદર્ઝ, ખુસરૂ, કે તુસ,
ન તખ્તો, ન તાજો, ન લશકર, ન કુસ.

ને ખેંચીશ ઈરાં પર હું એવી સેપાહ,
કે જોશે ન કોઇ પછી તખ્તે શાહ.

ન રાખીશ કયખુસરૂ માટે જહાન,
પડશ ટુટી તે પર એકાએક નિદાન.

કે ખંજરથી કાપીશ માથું જેવાર,
તો રડશે તેપર તેની માં ઝારઝાર.

મગર આંસમાં કંઇ બીજી રીતે કામ,
જો ગેતીની ગરદીશે લાવે તમામ.

તુને ઓ જહાંજોય સરદાર આજ,
ન કોઇ ચીઝે ચઝદાંએ કીધો મોતાજ.

સેપાહ, ગંજ, હાથીનું કુવત, મુદામ,
જે માંગે તે છે તારા હાથે તમામ. ૨૨૭૩

સેપાહ એક હવે નાંમવર ત્રીસ હઝાર,
દીલેરો અકલમંદ પહુલવાં સવાર.

મદદમાં તે મોકળુ છું હું તારી પાસ,
સિયાહ જાન રોશન બને તારો ખાસ.
ઇરાંનીઓના દસ જેવો એક બસ,
છે એકની નઝરમા તેઓ તુચ્છ દસ.
ન શોભતો, તેઓ પાસે આવે અગર,
ઉખેડજે તું ગુદર્ઝનું તાજ સર.
તે કોહ, જેને કીધો છે કીલ્લો મુદામ,
તે ઘોડાઓ ને પગે ખોદજે તમામ.
નહીં ખુન રેડવા અચકતો મગર,
ફતેહમંદ થાયે તું જંગમાં અગર.
સુની શાહનો પયગામ કાસીદ ખાસ,
આવ્યો ફઓજના તે [1]પહલવાન પાસ.
આવ્યો તેની પાસે, ગોયા કે ચમન–
માં, વાંકી વળી જાય [2]શાખે સમન.
લાયો શાહનો પયગામ પીરાંન પાસ,
સેપાહ જંગીના નાંમીઓમાંથી ખાસ.
સેપાહ તેડી પીરાંને સમજી વરી,
સુખન વાંચ્યા કાસીદે અવ્વલ ફરી. ૨૨૭૪
દીલે આવી હીંમત સેપાહને તમામ,
કીધાં દીલને આઝાદ ગમથી મુદામ.
હતો [3]જાંન ભિત્તરથી પુર દર્દ સખ્ત,
જીગર ખુન ભર્યું, ભર્યું ધુળે બખ્ત.
કારણ ચોતરફથી સેપાહ શાહ તણી,
થતી કમ દીઠી જંગમા તે ધણી.
હતું દીલ તેનું શાહે ઇરાંથી તંગ,
હતો ડર કે આવે એકાએક જંગ.

૧–પીરાનની પાસ. ૨–ચંમેલીની શાખ. ૩–પાને પીરાનનો જાન.

કહયું એમ યઝદાંથી યા કીર્દેગાર,
શું જોઉંચ અજાયેબી જંગમા અપાર.
નથી પડતો, જેને ચઢાવેચ ઊપર,
નથી જગનો સાહેબ સિવા તું અમર.
આ ખુસરૂને અત્યારે જોતાં અગર,
કે કોણ જાણતું એક થશે તાજવર.
નઝર કર તું ફરતાં ફલકનું આં કામ,
પોતા મેળે પાંમેલું મોટઇ તમામ.
કરેચ સુકા કાંટામાથી તાઝુ ગુલ,
બનેચ ખાકબી કસ્તુરી જેવી કુલ.
અજબ જેવું એ કે ભલા મર્દનું,
ભર્યું દીલ રહે છે સદા દર્દનું. ૨૨૭૫
મમાવો, નબીરો, એ શાહો મેયાન,
ન જાંણતો, જોઇયે કાંય જંગનુ મેદાન!
બે મુલ્કોના બેશાહ થયા કીનેખાહ,
સફો ખેંચી ઉભી છે બધે સેપાહ.
શું જાણું શું જંગનો સરનજામ હાલ,
ફતેહ કોણી કરશે ઝમાનાની ચાલ.
અગર જો અફ્રાસ્યાબ આં કીનેગાહ,
કે સંગ નામદારો ને તુર્કી સેપાહ.
અગર જંગ મયદાંને માર્યો જશે,
તો આં બખ્ત બરગશ્તે મારૂ થશે.
આવે ખુસરૂ ઇરાંથી કીનામાં આય,
અને મુલ્ક સરવે તેને હાથ જાય.
ભલું, કે પડુ ઝખ્મી બખ્તર મેયાન,
ખુદા મારા તનમાથી લઇલે રવાન.

દેખાડે કદી નાં ખુદા, મુજ ચશમ,
ધરેલો કોઇ મારી રાહો રસમ.
મુરાદે ન જેની, ઝમાનાની ચાલ,
તેને મરવું જીવવું છે એકજ મીસાલ.

## ઇરાની અને તુરાની ટોળાની ભેગી લડાઇ.

પીલાં વસ્ત્ર પાંથર્યાં ખુરશીદે જ્યાર,
થયો દર્યો મયદાંને જંગ જોશદાર. ૨૨૭૬
ને બે તર્ફે લશકરથી ઉઠયા પુકાર,
ઝમીં ધ્રુંજી ઘોડાની નાલે અપાર.
સેપાહ ચાલી બે તર્ફે ટોળાં મુદામ,
પેહર્યાં જંગલે, કોહે, બખ્તર તમામ.
બે તર્ફો બે સરદારો જાણે [1]પલંગ,
સેપાહો કીધી ભેગી કરવાને જંગ.
સિયાહ વાદળેથી પડે મેહ જેમ,
વરસ્યા લડઇગાહામાં તીર તેમ.
જહાં, સિયાહ વાદળ બહમનની રાત,
તે વાદળ! જેનો મેહ તીરો લેગ સાત.
કરે લોહું ધર્તીને, ઘોડાની નાલ,
સિના, હાથો, જંગીઓના, ખુને લાલ.
મુએલા હતા એટલા તે જંગગાહ,
કે માથાં કપાયલાં હતાં પડયાં રાહ.

1—ચિત્તા વાઘો.

જગા જંગગાહે ન ફરવાની રહી,
યા ઘોડાઓને ચાલવાની નહી.
હવા થઇ સિયાહ, ને ઝમીં લાલા ગુલ,
ઉછળ્યો ગોયા લોહીનો દર્યો કુલ.
બોલ્યા બંધે સર્દારો, એમજ નિદાન,
કે જંગ ચાલુ રાખ્શે દીલેરો મેદાન. ૨૨૭૭
ન બચશે કોઇ, રાત પડતાં સિયાહ,
સિવા ગેતી, આંસ્માં, ને ગેતી પનાહ.
જોઇ જંગ પીરાંને એ રીતે ખાસ,
કહયું ફરશીવર્દ, ને તે લહહાક પાસ.
કે છે હયાં તમો પાસે જેટલી સેપાહ,
લડાયક જે કોઇ કે આં જંગગાહ.
તે અસ્વારોના ભાગબી ત્રણ કરે,
જે ચારો લડઇગાહામાં પણ કરે.
તેઓમાંથી ટોળો જે હુશ્યાર હોય,
શત્રુથી સેપાહનો નિગેહદાર હોય.
દીઓ સોંપી તેઓને [1]પુશ્તે સેપાહ,
અને લેઓ તમે બેહુ બાઝુની રાહ.
કહયું તેને લહકાકને, કોહો પાસ,
ટોળાં બંદ જાયે સેપાહ લઇને ખાસ.
ને ફરશીદવર્દબી નદીની તે પાસ,
સુરજ તક ઉઠાવે જઇ ગર્દ ખાસ.
તુરાં ફ્રૌજના નામદારોએ તે,
ચલાવી સેપાહ કીનો લેનારી જે.
દોડાવ્યો ચોકીબાંને કાસદને ખાસ,
કે ચોકી ઉપરથી તે [2]પહલવાન પાસ. ૨૨૭૮

૧–યાને લશ્કરનો પાછલો ભાગ. ૨–ગુદર્ઝ.

નિગેહબાંન ગુદર્ઝ ખુદ સંગ સેપાહ-
હતો, કરતો શત્રુથી ચોગમ નિગાહ.
જો બેગમથી લહહાક ફરશીદવર્દ,
ઉડારી કમિગાહની રાહેથી ગર્દ.
તો ઇરાં સવારો વળગ્યા મુદામ,
અને ખાક લોહી સાથે ભેળી તમામ.
તો ચોતર્ફથી દોડયા કાસીદો ખાસ,
ખબર જેની કરવા [1]પહલવાન પાસ.
નિગાહ કીધી ગુદર્ઝે, કે પીઠ પર,
રહયો કોંણ જંગી દીલેરોથી ગર.
તો વિકાળ સિંહ, પ્યારો બેટો હજીર,
હતો બાપની પીઠે લઈ તેગ તીર.
કહયું આં સેપાહની તું પીઠેથી થઈ,
ને લશકર પનાહ ગેવની પાસે જઈ.
ને કહે કે સેપાહ આં નદી કોહ પાસ,
મદદ માટે મોકલ ટોળાં બંદ ખાસ.
કરે પાછું એકહું આં લશકરને જે,
સેપાહો છે ગોસ્પંદ, ભરવાડ તે.
કેહવા ગેવનેબી કહયું એ દીગર,
કે લશકર પુઠે એક બહાદુર નર. ૨૨૭૯
જવો જોઇયે, કે તે ન થાય તબાહ,
ન આવે તુરાં મુલ્કથીબી સેપાહ.
જગાહ તારી લાયકને સોંપી દીયે,
ને તું ત્યાંથી રસ્તોબી આગળ લીયે.
કમર બાંધી બાહદુર હજીરે નિદાન,
સમજ્યું મુબારક પિદરથી જો બ્યાન.

[1]-ગુદર્ઝ.

અને આવ્યો દોડી તે ભાઇની પાસ,
કહ્યું પહલવાંનું કહેલું જે ખાસ.
સુની ગેવે જો વાત આં, તેજવાર,
સેપાહથી પસંદ એક કીધો નામદાર.
હતું જેનું પહલવાન ફરહાદ નામ,
સેપાહ તેન સોંપી, બોલાવી તમામ.
બસો સર્દારો દાંના પહલવાનને,
કહ્યું એમ તે ઝંગે શાવરાનને.
કરે હુમ્લો ફરશીદવર્દની ઉપર,
ઉઠાવે ગરદ કોહ, નદીગી, ઝગર.
બસો સ્વાર ઝુંડાના જલદી લીધા,
જે મીલાદના ગુરગીનને દીધા.
આવ્યો દોડી તે નઝદીકે [1]પહલવાન,
દીઠો [2]તેને દાંના ને રોશન રવાન. ૨૨૮૦

કહ્યું તેને હથાંથી ફેરવ તું લગામ,
ગોરઝ, તેઝી ભાલાની સાથે મુદામ.
તુને ખેંચવી જોઇયે તેપર સેપાહ,
હુંનર કરવા ઝાહેર ઘટે જંગગાહ.
ટુટીચ પીઠ તેની સેપાહની ઝબર,
તેના જંગીના ટુટાં, જંગથી જીગર.
કહ્યું એમ બીઝનનેબી, શેરે નર,
તું ભેંકાર છે જંગ દીવસનો બબર.
હવેજ આવશે શેરમર્દી તું કામ,
તને શત્રુથી પડશે લડવું મુદામ.
તું પર આસ રાખે ઇરાંની સેપાહ,
જવું તુને જોઇયે હવે જંગગાહ.
ના હઠતો હરોલ રાખજે તારૂં તન,
વખત આવ્યો છે કીના જંગનો તદન.

 ૧–ગુદર્ઝની પાસે. ૨–પને ગેવને.

જા હયાંથી તેઓની હરોલે સેપાહ,
પીરાં સાથે બન તે જગે કીનાખાહ.
છે હીંમત તેની શેહેરે તુરાં તમામ,
તારૂ મુખ જોઈ ફાટશે તેનું ચામ.
અગર તું જો ફાવ્યો, સમજ કામ પાર,
ખુદા, નેકબખ્તી, થયા તારા યાર. ૨૨૮૧
રાહત, રંજો સખ્તીથી લેશે સેપાહ,
થશે શાહમાંથી જહાંદાર શાહ.
મેળવશે ખઝાનો, ને દવલત, મુદામ,
તથા તારી કીર્તિ બી વધશે તમામ.
થશે પીઠ ટુટીનો અફરાસેયાબ,
જીગર ખુને ભર્યું, બે આંખો પુરઆબ.
કહી વાતો બેટાને, પેહેલવાને ગર,
કસી જંગે, બેટાએબી તંગ કમર.
સુની તે લડાયેકે માર્યો જો અસ્પ,
પડયો બહાર ગોયા તે આઝરગોશસ્પ.
પછી ડાબી જમણી તરફથી સવાર,
થયા સઉને એકઠા કહયું તેજવાર.
પડયા ગોસ્તેહમ, ને ગોરાઝેહ, બહાર,
વળી સાથે બીઝન, હજીર નામદાર.
કે ત્યાંથી તુરાં ફઓજની કલ્બગાહ,
પહલવાંન ઝાદાઓએ લીધી રાહ.
નિકળ્યા, ગોયા સિંહો જાએ શિકાર,
ઉંચી ડોકના, તેઝ, ઘોડે સવાર.
પડયા વચ્ચે જઈ ફઓજની તે ઝબર,
કરવા લાગા કીનાથી ખાલી જીગર. ૨૨૮૨
સવાર બાખરોનાથી મયેદાન સખ્ત,
પરાગંન્દે બન્યું લડાઇને વખ્ત.

જે કચડાતા ઘોડાના પગથી ઝબર,
કફન બખ્તરો, સિંહની છાતી, કમર.
પીરાંના રૂઇને પીઠેથી સેપાહ--
દીઠી ધુમધામો, અને ધુળ સેયાહ.
આવ્યો પીઠેથી તે સેપાહની ઝબર,
વરૂ સમ દીલેરોની સાથે અગર.
વળગ્યો તેઓથી ભયંકર [1]પલંગ,
કીધી કોશીશો પણ ન ફાવ્યો તે જંગ.
ફેંકી હાથથી હીંન્દી શમ્શીર ખાસ,
કીધી જંગથી પીઠ, થઈ નાસીપાસ.
કે સરદાર પીરાં, ને સાથી અગર,
ડરી ત્યાંજ ઉભા તે જગાની ઉપર.
દીઠો ગેવે, પીરાંનો ચેહેરો મુદામ,
તો ફેરવી લડાઇમાં તેની લગામ.
પીરાં સામે સરદારોબી તેના ચાર,
નિચે નાંખ્યા ઘોડેથી નેઝાએ જ્યાર.
તો વીસેના પીરાંને ખેંચી કમાન,
તીરો ફેંકયા [2]શત્રુ ઉપર મેહ સમાન. ૨૨૮૩

ધરી સર ઉપર ગેવ જંગીએ ઢાલ,
ને લઇ નેઝો ધસીઓ વરૂની મીસાલ.
કીધો જ્યારે સરદાર પીરાંનો ખ્યાલ,
કે તે સંગ નેઝે કરે જંગ હાલ.
રહયો જ્યાંનો ત્યાં તેનો ઘોડોબી થમ,
હતો ત્યાંથી ભર્યું ન આગળ કદમ.
માર્યો તેઝ ઘોડાને ચાબુક ઝબર,
થયો ગુસ્સે જો પહલવાં નામવર.
ખોલ્યા હોઠ બંધ જોશ ખાઈ મગર,
કીધી લાઅનતો ખુની રીમન ઉપર.

૧-ચિત્તો. ૨ યાને ગેવ ઉપર.

દીધો ફેંકી નેઝો, કમાં લીધી કર,
વરૂ ચાંમની એક ધરી ઢાલ સર.
ચઢાવી કમાં, ખોલી બાઝુ ખુશાલ,
કે પીરાંના હાથે સીવી નાંખે ઢાલ.
માર્યા ચાર તીરોબી છાતી ઉપર,
દીલેર મર્દને ના થયા કારગર.
એમજ રવારના ઘોડા પર તીર ત્રણ,
માર્યા ગેવે બખ્તરના વિંધનારા, પણ.
ન ઝખમી થયા, ઘોડો, જંગી પીરાન,
એટલે અવ્યા સાથીઓ ગેવના નિદાન. ૨૨૮૪
પીરાને એ જોયું, થયો કીને તર,
ધુંવાની મીસાલ આવ્યો તે ગેવ પર.
કે ઘાયલ કરે ગેવને તેથી જે,
કરે ઝેર બહાદુરની ફ્ઓજ તે.
ધુંગા સમ ધસ્યો ગેવબી કીનેખાહ,
પીરાં સરથી નેઝે ઉઠાવી કોલાહ.
મગર પીરાં ઉપર ન આવ્યો ગઝંદ,
થયો ગેવ જેથી દીલે દર્દમંદ.
તો ગેવ પાસે આવીને બોલ્યો [1]પીલસર.
અરે ઓ મુબારક પીદર નામવર!
રુમજ્યું છે મેં એવું શાહથી અગર,
ઘણી કરશે પીરાં લડાઇ મગર.
ને તેઝ હાથોના જંગમા અઝદહા—
થી, બનશે તે સખ્તીને દહાડે [2]રહા.
મરશે અંતે ગોદર્ઝના હાથ પર,
ન લે એટલી મેહનત અરે ઓ પીદર.
હજુ આવી પુગ્યો નથી તેનો વખ્ત,
કાં વિંટલાએ છે રંજમા તેથી સખ્ત.

૧—એઝન. ૨—છુટટો.

સેપાહ ગેવની આવી પોંહચી જેવાર,
ગુસ્સા ભર્યાં દીલના દીલેર નામદાર. ૨૨૮૫
એવું જોઇ પીરાં ફર્યો પાછો ખાસ,
ને ચાલ્યો તે પોતાના લશકરની પાસ.
પુકારતો જે દુઃખથી, હતા ગાઢો ઝર્દ,
અને પાસે લહહાક ફરશીદવર્દ—
ની, બોલ્યો અરે મારા નામેવરો,
એ ખંજરકશો મારા, ને બાહુદરો.
તમોને મેં આ વખ્ત માટે મગર,
ઊધાર્યા હતા રાખી છાતી ઉપર.
હવે જયારે જંગમા જો આવી સેપાહ,
ને થઇ શત્રુથી મુજ ઉપર જગ સેયાહ.
તમોથી ન કોઇ જોયો કીર્તિને કાજ,
સેપાહ સામે આવ્યો હોય લડવાને આજ.
એવી રીતે પીરાંનો આવ્યો પુકાર,
દીનાથી ઊછળ્યાં દીલે નામદાર.
ગયા તેઓ બોલતા અગર જાંન પાક,
બદનમા ન રેહેશે, નથી તેનો ધાક.
કે બાંધ્યે આ દામનોબી એક દીગર,
ન ખોલવી કમર કીનો લીધા વગર.
લહાક, અને ફરશીદવર્દ, ગેવ પાસ,
ગયા, ને પડયા તેથી લડવાને ખાસ. ૨૨૮૬
આવ્યો ગેવ પાસે લહાક નામવર,
માર્યો નેઝો ગેવના કમરબંદ પર.
ને ચાહયું કે ઉંચકે, ઉપરથી તે ઝાન,
ઉંધો નાખે ઘોડા ઉપરથી ઝમીન.
ચીરાયું તે બખ્તર નેઝાને ઘસાર,
આવ્યા ગેવના પગ રેકાબે ન બાહાર.

મારીઓ નેઝો ગેવે તેના રખ્શ પર.
જેના દર્દથી ઘોડો પડયો ઝબર.
થયો ઘોડેથી પ્યાદો લહુહાક મર્દ,
આવ્યો દુરથી એટલે ફરશીદવર્દ.
મારી તેગ નેઝાએ ગેવના આબાદ.
તેનો નેઝો કાપી થયો પોતે શાદ.
તેનો ઝખ્મ ગેવે દીઠો એમ અગર,
તો ખેંચ્યો કમરથી ગુરઝને ઝબર.
કરી, તઝ દમ અઝદહાનો પુકાર,
ને માર્યો, પડી તેગ હાથેથી યાર.
તુરત ગુર્ઝ ગરદને માર્યો દીગર,
કે આતશ વરસ્યો તેના તન ઊપર.
અને ખુન ઉકળ્યું, મોંઢાંથી જીગર,
બદન સુસ્ત બન્યું, અને ફર્યું સર. ૨૨૮૭
હતો ગેવ એમા, કે લહુકાક યાર,
[1]ધુંવા જેવે ઘોડે બનીને સવાર.
ગોરઝ નેઝા સાથે તેઓ જાંણે શેર,
ગયા ગેવ ઉપર તે બંધે દીલેર.
દેલાવર સવારોના હાથે ઝબર,
વરસ્યા ગોરઝ ભારીબી તે ઉપર.
રહયો ચિત્તાના ઝીન પર તે સવાર,
ન આજેઝ થયો જંગીઓથી લગાર.
રહયા જોઈ લહુકાક ફરશીદવર્દ,
એવો ઉસ્તવારી ભર્યો શેરેમર્દ.
બની ગુસ્સે બોલ્યા તેઓ એક દીગર,
બદી છે સેતારાથી આપણ ઊપર.
ગોયા ભેજું કાંસાંનુ છે ઝીન પર,
ન છાતીએ રાખ્તો [2]ચરમ સિંહ વગર.

૧–તેઝ ચાલ. ૨–યાને સિંહના ચાંમડાનું બખ્તર.

લીધો ગેવે સાથીઓથી નેઝો ખાસ,
ફર્યો જમણી ડાભી તરફ ચારો પાસ.
કીધો હુમ્લો બે તર્ફથી તેઓ પર,
ન બે માંથી એક પડયો નિંચે મગર.
કહયું દીલથી, આવ્યું નવું કામ પાસ,
મને આં લડાયક દીલેરોથી ખાસ. ૨૨૮૮
નથી આવ્યા, સર્દારે શેહેરે તુરાન,
મગર આવ્યા છે હેવે માંઝન્દરાન.
આવ્યો ગેવની જમણી ગમ જાંણે ગર્દ,
ગોરાઝહની લડવાને સંગ ફર્શીવર્દ.
રૂમી નેઝો પોલાદીબી હાથ મ્યાન,
ગોયા સાંઢણી ઘોડાબી નિંચે રાન.
હવા સમ ગોગઝેહે ખોલ્યા જો દસ્ત,
વળ્યો ઝીન ઉપર વાંકો તુરકી તે મસ્ત.
માર્યો નેઝો તેના કમરબંદ પર,
ન તુટુ તે બખ્તર, કે બંદો, ઝબર.
બીઝન હાથ શમ્શીર લઇ ગોયા શેર,
ગોરાઝહની પીઠ ઉપર આવ્યો દીલેર.
ને મારી ફર્શીવર્દને સર યકીન,
તો જંગથી તે તુરકીએ કાપી ઝમીન.
કીધો હાથ લાંબો તેના સરની પાસ,
ઘોડા તક પુગો, ચાહયું મળ્યું ન ખાસ.
પુઠે દોડયો બેઝનનીબી ગોસ્તહમ,
ઇરાં નામદારોની સંગ એકદમ.
અને આવ્યો નઝદીક તુરકી સેપાહ,
બની દીલે ઝખ્મી, અને કીનેખાહ. ૨૨૮૯
તુરત અંનદરીમાન તુરકી સેપાહ-
થી, આવી પુગો દોડતો જંગગાહ.

ધુંમાવ્યો ગોરઝ ગોસ્તેહમની ઉપર,
કે જેથી કરી તેની તોડે કમર.
થયા કટકા, પડયા જો તલ્વાર પર,
દીલે ગોસ્તેહમની થયું પુર ખતર.

મદદ પહલવાનોની આવ્યો હજીર,
માર્યાં અંનદરીમાં ઉપર ખુબ તીર.
માર્યો તીર પાખર તણાં ઝીન પર,
થયો જાંનથી દુર ઘોડો અગર.

થયો પ્યાદો ઘોડેથી તે નર સવાર,
ધરી ઢાલ સર પર ઉભો થઈ ખોઆર.
કીધા તુરકીઓએ પુકારો મુદામ,
ધસ્યા દેવ જેવા સવારો તમામ.

ને ચારો કરી તેને તે જંગગાહ-
થી, ખેંચી ગયા તર્ફ પેશે સેપાહ.
જો આંમદાદથી રાત થઈ કોહ પર,
ઇરાં ને તુરાંના સવારોએ ગર.

કીનાની એવી ધુળ ઉડારી જબર,
કે ખુનમા કીધી ખાકને તર બ તર.
ગયા મર્દો. ઘોડાઓના, હોશ અપાર,
ગયાં થાકી મોંહ, કરતાં શોરો પુકાર.

